# અ ર્પ ણ

પ્રિય ધર્મબંધુ શ્રીયુત રમણીકલાલ ભોગીલાલભાઈ,

વિ. કે દાનવીર ગણાતા શ્રેષ્ઠીવર્યના સુપુત્ર અને તેમના અનેક સદ્‌ગુણોના પણ સાચા વારસ તરીકે, આપે જે પ્રતિષ્ઠા જમાવી છે તેમાં દિનપ્રતિદિન વધારો થતો રહે, આધુનિક સમયને બરાબર ઓળખી અનેકવિધ સમાજોન્નતિના કાર્યોને આગળ ધપાવતી અનેક સુપ્રતિષ્ઠિત સેવાભાવી સંસ્થાઓના સંચાલન અને કાર્યપ્રદેશમાં આપ ઉત્સાહપૂર્વક અવિરત રસ લઈ, તેમને જે અનેકવિધ સાથ અને સહકાર આપી રહ્યા છો તેમાં પણ વૃદ્ધિ થતી રહે અને અન્ય અનેક ક્ષેત્રો ઉપરાંત આત્મવિકાસના ક્ષેત્રમાં પણ આપ આગળ અને આગળ ધપ્યે જાઓ– એવી અનેક સદ્‌ભાવનાપૂર્વક "શ્રી પ્રભાવશાળી નમસ્કાર મહામંત્ર, સંગ્રહીત વચનામૃતો અને વ્યક્તિ અને સમાજ" નામ ધરાવતી પુસ્તિકા આપને સસ્નેહ અર્પણ કરૂં છું.

લિ. સ્નેહાધીન,

ભાવનગર<br>માણેકવાડી ૪૨૦<br>નિર્મળ ચંદ્રકુંજ<br>સં. ૨૦૦૮ના પોષ શુદી ૧<br>તા. ૧-૧-૫૨

વકીલ ન્યાલચંદ લક્ષ્મીચંદ<br>બી. એ., એલ. એલ. બી.<br>નિવૃત્ત એજન્સી વકીલ



# પ્રસ્તાવના

શ્રી જૈન સંસ્કૃતિ અને સિદ્ધાંતના પ્રચાર માટે રાવબહાદુર શેઠ જીવતલાલભાઇ પ્રતાપશી અને સ્વર્ગસ્થ શેઠશ્રી શાંતિલાલ ખેતશીભાઇ ચેરીટી ટ્રસ્ટ ફંડના નામે શ્રી જૈન આત્માનંદ સભા-ભાવનગર તરફથી-શ્રી જૈન સસ્તું સાહીત્ય પ્રકાશન કમિટીના હાર્દિક આમંત્રણને સસ્નેહ અને સદ્‌ભાવપૂર્વક માન આપીને "શ્રી નમસ્કાર મહામંત્ર" વિષયક આ નિબંધ અને તેટલી મૌલીક-મનનપૂર્વકની વિચારણા કરી તૈયાર કરવામાં આવેલ અને ઉપરોક્ત કમિટીના તા. ૨૫-૫-૫૦ ના જાહેર નિવેદનમાં પ્રસીદ્ધ કરવામાં આવેલ કે "શ્રી નમસ્કાર મહામંત્ર" ઉપર એક સર્વદેશીય ગ્રંથ તૈયાર કરી પ્રગટ કરવાની ભાવના હોવાથી અમો આપનો ખાસ સહકાર માગીએ છીએ, તેવી પ્રોત્સાહક જાહેરાતથી અપૂર્વ પ્રેરણા મળતાં અનેક અંતરાયો વચ્ચે પણ, ધંધામાંથી તદ્દન નિવૃત્ત હોઈ સદર નિબંધ વખતસર પૂર્ણ થઈ શકેલ પરંતુ તે લાંબી મુદત વિત્યા બાદ પ્રત મળતા અને હવે તે અહીંના સુપ્રસીદ્ધ દાનવીર શેઠ ભોગીલાલભાઈ મગનલાલભાઇની આર્થિક સહાયથી પ્રસીદ્ધ કરવાનો પ્રસંગ ઉપસ્થિત થતાં, કંઇક હર્ષ અને ગૌરવ અનુભવું છું અને શેઠ શ્રી ભોગીલાલભાઇ, અનેકવિધ ધાર્મિક તેમ જ વ્યવહારિક કેળવણીના ઉત્તેજન માટેના વિધવિધ કાર્યોમાં, સામાજિક ઉન્નતિના વિશાળ ક્ષેત્રમાં, ધાર્મિક અનુષ્ઠાનોમાં, પાંજરાપોળ જેવા મુંગા પ્રાણીઓની સેવાના કાર્યોમાં તેમ જ અનેક સાર્વજનિક કાર્યોમાં તથા માનવરાહતના વિપુલ કાર્યમાં ભાવનગરને જ પોતાનું પ્રિય વતન માની લઇ, છેલ્લાં કેટલાક વરસોથી, જે અડગ ઉત્સાહ અને અપૂર્વ ઉલ્લાસથી, રસપૂર્વક પોતાના ન્યાય-સંપન્ન વિભવનો છુટે હાથે, કાંડે ધા ઝીલી, સદ્‌ઉપયોગ કરી રહેલ છે

તેમના તરફથી જૈન સંસ્કૃતિ અને સાહીત્યના આ પ્રચારકાર્યમાં પણ આર્થિક સહાય અને ગ્રોગ્ય ઉત્તેજન મળવાથી તેમનો સપ્રેમ આભાર માની વિશેષ ગૌરવ અને આત્મસંતોષ અનુભવું છું.

સામાન્ય રીતે આધુનિક વાચક વર્ગનું ધ્યાન, હરકોઇ પુસ્તક હાથમાં આવી પડતાં, સૌ પહેલાં તેની પ્રસ્તાવના કે ઉપોદ્ઘાત તરફ જતું હોવાથી, આ નિબંધ જેવા સંક્ષિપ્ત લેખની પ્રસ્તાવના લખવાનું ઉચીત ધાર્યું છે, છતાં પણ આશા રાખવામાં આવે છે કે સુજ્ઞ વાચક બંધુ, કવચિત્ પ્રસ્તાવના નજર તળે કાઢી પુસ્તક બાજુ ઉપર મુકી દે છે તેમ આ પુસ્તકના સંબંધમાં નહી કરતાં, પ્રસ્તાવના વાંચી ગયા બાદ, વધારે ઉત્કંઠીત થઇ, ખાસ મનનપૂર્વક અને જરૂર પુરતા રસ અને રૂચિપૂર્વક, આખું પુસ્તક સાદ્યંત વાંચી જવાની અને તે ઉપર વિવેકપૂર્વક ઊંડી વિચારણા કરવાની તસ્દી લેશે તો તે ખાતે લીધેલો શ્રમ અને કરેલો વખતનો વ્યય તેને અવશ્ય સફળ અને સાર્થક થયેલાં જ જણાશે; કારણ કે ક્ષણભરનો ભૌતિક આનંદ અને હાસ્યરસની જમાવટ કરતું આ ગ્રંથ નોવેલ–નવલીકા કે વાર્તાનું પુસ્તક નથી પરંતુ ધાર્મિક શ્રદ્ધા, ભક્તિ અને નિષ્ઠાને વધતા ઓછા પ્રમાણમાં પુષ્ટ આલંબનરૂપ થઇ પડે તેવું એક સામાન્ય પુસ્તક છે.

સાંપ્રદાયીક દૃષ્ટિનો આગ્રહ નહી રાખતાં, પરમતસહિષ્ણુતા અને સમભાવવૃત્તિપૂર્વક શાસ્ત્રોય ફરમાનો નજર સન્મુખ રાખી, વિશાળ જૈન દૃષ્ટિથી કંઇક અંશે મૌલીક વિચારણા આગળ કરી આ નિબંધ તૈયાર કરવામાં આવેલો હોવાથી, તે વિચારક જૈન બંધુઓ ઉપરાંત ભાવનાશીલ અને વિવેકી જૈનેતર બંધુઓને પણ અવશ્યમેવ રસદાયક અને આકર્ષક થઇ પડશે. દિનપ્રતિદિન ઝડપી કુચપૂર્વક આગળ વધતા જતા વર્તમાન યંત્રયુગ અને વિજ્ઞાનયુગના આ જમાનામાં પણ, મહામંત્રનું સર્વોત્તમ, અનોખું અને ઉચ્ચ સ્થાન ભોગવતા 'નમસ્કાર ...ત્ર' વિષયક નિબંધને 'પ્રભાવશાળી નમસ્કાર મહામંત્ર'ના નામથી

પુસ્તક રૂપે પ્રસીદ્ધ કરવામાં આવે છે. તેની ઉપયોગીતા પુસ્તક ઉપયોગ-પૂર્વક સાદ્યંત વાંચી જનાર સહેજે સમજી શકશે. ઉપરોક્ત કમિટીના જાહેર નિવેદનમાં સૂચવાયેલ બાબતો નજર સન્મુખ રાખી આ નિબંધ લખાયેલો હોવાથી તેના કદમાં ઠીક ઠીક વધારો થઇ શક્યો છે. 'મહામંત્ર'નો મૂળ પાઠ–તેનો શબ્દાર્થ–ભાવાર્થ તેના ઉપર રહસ્યપૂર્ણ–અર્થગંભીર સવિસ્તર વીવેચન, તદ્અંતર્ગત પંચપરમેષ્ઠિનું સ્વરૂપ, તેના અનંતા ગુણો પૈકી ૧૦૮ વિશિષ્ટ ગુણોનું લંબાણપૂર્વક વીવેચન, તેનો સાર્વત્રીક ઉપયોગ, તેની સાધના વિધિ, તેનાથી થતાં અસંખ્ય લાભ ઉપરાંત સર્વશ્રેષ્ઠ મોક્ષસુખનો આત્યંતિક લાભ, ઉપયોગ તેમ જ વિવેકપૂર્વક, નિષ્કામ વૃત્તિથી અને અનાસક્તભાવથી તેનું થવું જોઇતું આરાધન, તેથી થતાં કળાદેશમાં મન અને ઇંદ્રિયો ઉપરનો નિગ્રહ, ચિત્તની સમભાવવૃત્તિ, કષાયત્યાગ, રાગ–દ્વેષ–મોહ વગેરે અંતરંગ શત્રુ ઉપરનો વિજય, રત્નત્રયીની પ્રાપ્તિ, કર્મક્ષય વગેરે અનેક મુદ્દા ઉપર શાસ્ત્રીય દષ્ટિથી રહસ્યપૂર્ણ અને રસમય વીવેચન કરવામાં આવેલ છે. જૈન શાસ્ત્રની મર્યાદામાં રહી વિધવિધ રીતે અન્ય મંત્રોની, સ્તોત્રોની, તેના રચયિતાના સંક્ષિપ્ત ચરિત્રોની તેમ જ જૈન દર્શનની પ્રભાવનાકારક અદ્‌ભુત ચમત્કારોની નોંધ લેવામાં આવેલ છે તેમ જ તુલનાત્મક દષ્ટિથી અન્ય મંત્રો સાથે સરખાવીને, નમસ્કાર મંત્રનો મહામંત્ર તરીકેનો દાવો અકાટ્ય અને સંગીન દલીલોથી આગળ કરવામા આવેલ છે.

જૈન દષ્ટિએ ઇશ્વર કર્તા નથી પરંતુ પરમ આલંબનરૂપ છે એ સિદ્ધાંતનું પ્રતિપાદન કરવામાં આવેલ છે અને તેમ કરતાં વીતરાગદેવની સમભાવવૃત્તિની ઉદ્‌ઘોષણા કરી છે અને સ્વકીય આત્મબળ ઉપર જ ઝુઝવાનું સૂચવ્યું છે. વીતરાગદેવની સમભાવવૃત્તિ છતાં ક્રોડીગમે સ્તુતિઓની સાર્થકતા, જૈન દર્શનની વિધવિધ વિશિષ્ટતાને લેઇ અપૂર્વ મહત્ત્વતા–સર્વત્ર વિશ્વબંધુત્વની ભાવનાના પ્રચારદ્વારા વિશ્વશાંતિ સ્થાપવાની શક્યતા, વર્તમાન જગતના પ્રારંભકાળમાં જૈનેતર ઋષિ મુનિઓ રચીત

ઈન્દ્ર-વરૂણાદિના સ્તુતિ-મંત્રોથી શરૂઆત થતાં યજ્ઞ-યાગાદિના વધતા જતા પ્રચારમાં હિંસાનું તત્ત્વ દાખલ થતાં અને તેને વેદવિહિત ગણાવવા માટે થતાં પ્રયત્નો વિરૂદ્ધ તેમ જ કેવળ હઠયોગના પ્રયોગો વિરૂદ્ધ, 'અહિંસા પરમો ધર્મ'નો સિદ્ધાંત આગળ કરી તત્કાલીન તીર્થંકરદેવોએ સર્વજ્ઞ મહાત્માઓએ તેમ જ બુદ્ધ ભગવાને ઉઠાવેલો પ્રચંડ વિરોધ, જૈન દૃષ્ટિએ મંત્રયુગનો પ્રભાવ, જૈન પ્રભાવીક મહાત્માઓએ રચેલા સ્તોત્રો-મંત્રગર્ભિત સ્મરણો અને તેનો મહિમા-ઉત્કૃષ્ટ ધ્યાનદશા વિષયક મરૂદેવામાતા અને પ્રસન્નચંદ્ર રાજર્ષિના દૃષ્ટાંતો, યુદ્ધવાંછુઓ (War-mongers)ના ચાલુ પ્રયાસો વિરૂદ્ધ વિશ્વશાંતિ માટે અપીલ, વીતરાગદેવોની પૂજા-ભક્તિનું માર્મિક રહસ્ય, મંત્રાક્ષરોના શબ્દ ગુંજનનો-જાપ સ્મરણનો વિચારબળનો (Thought-power) પ્રભાવ વગેરે અનેક મહત્ત્વની બાબતોમાં યોગ્ય પ્રકાશ પાડવા બનતો પ્રયાસ કરવામાં આવેલ છે.

પ્રત્યેક ભાવિક જૈન કુટુમ્બમાં પ્રતિદિન પઠન-પાઠન કરવામાં આવતો-શ્રી નવકાર મહામંત્રનો છંદ-તેમાં નિર્દિષ્ટ થયેલ મહાપુરૂષોના કથાનકોમાંની ચમત્કારીક ઘટનાઓ પુરતી માહીતી મેળવી રસમય ભાષામાં ઉધ્ધૃત કરવામાં આવેલ છે.

સમ્યક્ દર્શન, જ્ઞાન, ચારિત્રરૂપ રત્નત્રય, અપૂર્વકરણ, ચાર મહા પુરૂષાર્થ, સાધ્ય અને સાધનોની સ્પષ્ટતા, સાંસારિક અને શાશ્વતસુખની સાચી સમજ, સિદ્ધના જીવોની સ્થિતિ, મનની ચંચળતા, આત્મતત્ત્વની પીછાન, આત્મજ્ઞાનીની ઓળખ, મુમુક્ષુને સ્વર્ગપ્રાપ્તિ તો કેવળ વિશ્રામસ્થાન, જૈન દર્શનનું અપ્રતીમ આસ્તિક્ય, નવ તત્ત્વો અને તે અંગે વિશદ વિચારણા, જૈન દર્શનની અનેક વિશિષ્ટતાઓમાંની મુખ્ય ગુણપૂજકવૃત્તિ અને તેને પુષ્ટિ આપતા પૂર્વાચાર્યોના કથનો, જિનેશ્વરનાં કેવળ નામસ્મરણથી ભવભ્રમણનો અંત, દેવદેવીનું આરાધન કરવા જતાં ફસાઈ પડતાં મુગ્ધજનો, વેવલા ભક્તોની સકામ ભક્તિ વગેરે-મનનપૂર્વક વિચારણા કરવા જેવી બાબતોને અંગે, ગહન વિચારપૂર્વક

વિશાળ જૈનદૃષ્ટિથી, અદ્‌ભુત-રહસ્યપૂર્ણ-શાસ્ત્રીય સમજણ આગળ કરીને પૂર્ણ ગંભીરતાથી ચર્ચવામાં આવેલ છે.

નવકારમંત્રના આરાધન અંગે-તેનો અધિકારી કોણ? તે ક્યારે? કેવા સ્થળે? કેટકેટલી તૈયારીઓ અને અપેક્ષાપૂર્વક?-આ બધા પ્રશ્નોને અંગે કલિકાલ સર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્યનું સ્વાનુભવસીદ્ધ કથન ટાંક્વામાં આવેલ છે અને તેથી બહિરાત્મા, અંતરાત્મા અને પરમાત્માની સાચી ઓળખ થાય છે તથા ઉદાસીનતામાંથી અમનસ્કતા, તેનાથી આત્મજ્ઞાન અને તેથી અંતીમ મોક્ષસુખ કઈ રીતે પ્રકટ થાય તે સમજાવવામાં આવેલ છે.

યોગદૃષ્ટિએ મહામંત્રનું ઉદ્‌બોધન, આધિભૌતિક અને અધ્યાત્મિક વિચાર પરંપરા, પહેલીનું વલણ શારીરિક(ઇન્દ્રિય)સુખ તરફ ત્યારે બીજીનું વલણ આત્મસુખ તરફ, સામ્યવાદ-સમાજવાદ-લોકશાસનવાદ વગેરે વાદોમાં અધ્યાત્મવાદની શ્રેષ્ઠતા, પાશ્ચિમાત્ય અને પૌર્વાત્ય (આર્ય)પ્રજાના વલણોનો મુકાબલો, વૈદીક-બૌધ અને જૈન સંસ્કૃતિની આધ્યાત્મિક સુખ માટેની કલ્પના અને તેના ઉપાયો માટેની ત્રણેની એકતાનતા, વિધવિધ દૃષ્ટિએ નવકારમંત્રની સર્વોપરીતા અને ઉપકારીતા, જૈન દર્શનમાં કર્મવાદનું અતુલ મહાત્મ્ય પ્રકટ કરતું વિપુલ સાહીત્ય વગેરે અનેક બાબતોનું ઝીણવટથી ઉદ્‌બોધન કરવામાં આવેલ છે.

ઉપરોકત વીવેચનથી સહેજે સમજી શકાય તેમ છે કે આ લઘુ પુસ્તિકાને ઊંડી વિચારણા અને મનનપૂર્વક એકથી વધારે વખત શાંત ચિત્તે વાંચી જવાની જરૂર છે.

પ્રાચીન-અર્વાચીન ઉચ્ચ કેળવણીથી વિભૂષીત, અદ્‌ભુત અનુભવસિદ્ધ અને સર્વગ્રાહી દૃષ્ટિથી બીજા બીજા વિચારસરણી આગળ ધરી, નવી નવી દિશામાં અપૂર્વ પ્રકાશ પાડતા પૂજ્ય શ્રી કેદારનાથજી અને વિદ્વાન વિચારક તેમ જ સાક્ષર શ્રી મશરૂવાળા જેવા સિદ્ધહસ્ત લેખકો તરફથી

પ્રગટ થતાં "વિવેક અને સાધના" જેવા વિપુલ ધાર્મિક સાહીત્યમાં ઉચ્ચ સ્થાન ભોગવતા પુસ્તકોનાં વાંચનથી વાચક બંધુઓને જે આનંદ અને તૃપ્તિ મળે છે-તેમની જીજ્ઞાસાતૃપ્તિને જે સંતોષ થાય છે-તેમનાં જ્ઞાનમાં જે વૃદ્ધિ થાય છે-આચાર અને વિચારમાં જે સ્ફુરણા-પ્રેરણા મળે છે તેવા આનંદ અને સંતોષ, તૃપ્તિ, જ્ઞાનવૃદ્ધિ અને પ્રેરણા હાલમાં જુદી જુદી જૈન સંસ્થાઓ તરફથી પ્રગટ થતાં વિધવિધ પ્રકાશનોથી, થોડા અંશે પણ વાંચકોને થાય છે કે કેમ તે એક વિચારણીય પ્રશ્ન છે.

સસ્તી પ્રતિષ્ઠા, માન-પ્રસીદ્ધિ અને કીર્તિની ભુખને જ સંતોષવા, તરફ જેટલું ધ્યાન અપાય છે-પુસ્તકોના ગેટ-અપ, કદ, કવર, બાઇન્ડીંગ, સુંદર-સુશોભીત ચિત્રો વગેરે તૈયાર કરાવવા પાછળ જેટલું ધ્યાન અપાય છે, તેટલું ધ્યાન તેની અંદરની વસ્તુ-પ્રાણ-આત્માની પસંદગી કરવા તરફ તેમ જ અર્વાચીન વિચારક વાચક બંધુઓની વ્યાજબી જરૂરિયાત તરફ તેમ જ તેમના વૃદ્ધિ પામતા જતાં-ખીલતા જતાં વાંચન શોખને સંતોષ આપવા તરફ અપાતું નથી. ઉચ્ચ કક્ષાના કેવળ વિદ્વદ્ભોગ્ય પ્રકાશનો માટે ખાસ આગ્રહ નથી, પરંતુ બહુજન સમાજને, જે પ્રકાશનો વાંચતાં રસ પડે, કેવળી કબાટને શોભારૂપ ન બનાવી દેતાં તેને ફરી ફરી વાંચવાનું મન થાય, જીવન સુધારણા માટે જે વાંચન ખાસ મહત્વનું અને ઉપયોગી થઇ પડે અને તેથી જ તેને મારેની રૂચી સદા જીવંત રહે અને વધતી જાય તેવા સરલ, ઉદ્બોધક, પ્રેરણાદાયી પ્રકાશનો હાલનો વાંચક વર્ગ માગી રહેલ છે-અને તેથી તેવા પ્રકાશનો માટે પ્રકાશક સંસ્થાઓને અને સાક્ષરોને ખાસ વિનંતિ કરવામાં આવે છે.

આવી પરિસ્થિતિમાં આ નાનું સરખું પુસ્તક અલ્પાંશે પણ કંઇક નવી ભાત પાડે એવી ભાવના વધારે પડતી નથી.

'જીવનને સાર્થક અને ધન્ય બનાવતા સદ્વિચારોને 'સંગ્રહીત વચનામૃતો' રૂપે આ પુસ્તકમાં સ્થાન આપવાનું યોગ્ય ધાર્યું છે તેમજ

'વ્યક્તિ અને સમાજ' વિષયક નિબંધ, માસિક માટે લખાયેલ તેને પણ કંઈક વધારે સ્થાયી સ્વરૂપ આ પુસ્તક દ્વારા મળે છે અને તેથી આશા રાખવામાં આવે છે કે સુજ્ઞ વાંચકોને તે આવકારપાત્ર થઈ પડશે. આ ગણતરીએ તેના સંબંધમાં આ સંક્ષિપ્ત પ્રસ્તાવનામાં ખાસ ઉલ્લેખ કે વિશેષ વીવેચન કરવાની જરૂર ધારતો નથી.

મારા પ્રથમના બે પુસ્તકોના પ્રકાશનની વ્યવસ્થા અને દેખરેખ બદલ ત્રીસથી પાંત્રીસ ટકા જેટલી મોટી રકમનું ખર્ચ કર્યા છતાં પણ તેમાં ઘણી ઢીલ થયેલ તેમજ પ્રુફરીડીંગની ઘણી ભુલો રહી ગયેલ છે અને તેથી આ પુસ્તકનું પ્રકાશન મારી સીધી દેખરેખ નીચે કરવામાં આવેલ છે અને તેમાં મને 'સાધના મુદ્રણાલય'ની પુરતી મદદ મળી જવાથી તેના મેનેજરનો આભાર માનવાની તક જતી કરી શકતો નથી.

શાસ્ત્રવિશારદ, નિષ્ણાત–વિદ્વાન વાચક બંધુઓ આ લેખોમાંની કોઈ ત્રુટી કે સ્ખલના તરફ મારૂં ધ્યાન ખેંચવાની કૃપા કરશે તો તે માટે તેમનો સદાનો ઋણી રહીશ. બાલ્યકાળથી જ કંઈક ધાર્મિક સંસ્કારોને લઈ હૃદયનો ડંખ અને ભવભીરૂતા અનુભવતો હોવાથી જાહેરમાં પણ ભુલ કબુલ કરવામાં મને લેશમાત્ર સંકોચ નથી.

આ પ્રસંગે 'ચેરીટી ટ્રસ્ટ ફંડ'ના પ્રયોજકોએ, આ નિબંધ લખવાની અને તે માટેની પૂર્વ તૈયારી માટે કંઈક અભ્યાસ કરવાની પણ સુયોગ તક આપ્યા બદલ તેમનો આભાર માનવાની રજા લઉં છું. એ જ અભ્યર્થના.

સં. ૨૦૦૮ના પોષ શુદી ૫
તા. ૧–૧–૫૨
ભાવનગર–માણેકવાડી ૪૨૦
નિર્મળ ચંદ્રકુંજ

વકીલ ન્યાલચંદ લક્ષ્મીચંદ
બી. એ., એલ. એલ. બી.
નિવૃત્ત એજન્સી વકીલ

# જીવન સિદ્ધિ

"**માનવજાતિની** સર્વાંગી ઉન્નતિ વિષે તાલાવેલી, જ્ઞાનની અભિરૂચી, પ્રાણીમાત્ર વિષે પ્રેમ, દુખિયાને વિષે કરૂણા, પવિત્રતા, સંયમ અને સદ્ગુણો તરફ સ્વાભાવિક વલણ, પોતે કષ્ટ વેઠીને બીજાઓને સુખી જોવાની ઇચ્છા, જીવનસિદ્ધિ વિષે મહત્ત્વાકાંક્ષા, પ્રયત્નના સાતત્ય માટે જરૂરી ચીવટ, શોધક-પણું, ધૈર્ય, ગાંભીર્ય વગેરે અનેક પ્રકારની પાત્રતા જેનામાં હોય તેને માટે આ મુશ્કેલ નથી. અને સૌથી મહત્ત્વનો ગુણ ઇશ્વરનિષ્ઠા છે. તે જેનામાં હશે તેને કશું જ મુશ્કેલ નથી. કોઈ પણ સિદ્ધિ આપણે સંકલ્પશક્તિથી સિદ્ધ કરી શકતા હોઇએ તો પણ, સર્વ શક્તિનો અને સર્વ સામર્થ્યનો અનંત ભંડાર જે પરમાત્મા તેની પાસેથી જ કોઈ પણ શક્તિ આપણામાં સંચરે છે અને આવિર્ભાવ પામે છે. તેના પરની નિષ્ઠા વિના આપણે તે અનંત શક્તિમાંથી આપણા પોતાનામાં કોઇ પણ વિશિષ્ટ શક્તિ લાવી શકતા નથી, તેમ જ ધારણ પણ કરી શકતા નથી. એટલા માટે પોતાનો ક્ષુદ્ર અહંકાર ફેંકી દઇને, પોતાપણું ભૂલી જઇને નમ્રતા, અનન્યતા અને એકનિષ્ઠાથી આપણે વિશ્વશક્તિ સાથે સમરસ થઇ શકીએ તો તેમાંથી જ આગળ ઉપર પ્રાપ્ત થનારી મહાન્મતિમા આપ-ણામાં સંકલ્પીત જ્ઞાનની અને શક્તિની સ્ફુરણા અને સંચાર થયા વિના નહિ રહે. જીવનની બધી સિદ્ધિનું સૂત્ર આમાં જ છે."

પૂજ્ય શ્રી કેદારનાથજી

ॐ परमात्मने नमः ॥
श्री नवखंडा पार्श्वनाथाय नमः ॥

## પ્રભાવશાળી

# શ્રી નમસ્કાર મહામંત્ર



नमस्कार समो मंत्रः, शत्रुंजय समो गिरिः ।
वितराग समो देवो, न भूतो न भविष्यति ॥

**લેખનો ઉદ્દેશ**

"શ્રી નમસ્કાર મહામંત્ર"ના અત્યંત મહત્વના વિષય ઉપર, વિધવિધ અનેકાનેક દૃષ્ટિએ જૈન તેમ જ જૈનેતર વિદ્વાન્ લેખકો તરફથી ચર્ચા-વિચારણા કરવામાં આવે અને તેને પરીણામે સમસ્ત દુનિયાભરની તમામ પ્રજાઓમાંની, સુનિશ્ચિત લક્ષ્યબિંદુ ધરાવતી-કંઇક સંસ્કારી વ્યક્તિઓને પોતાના લક્ષ્યબિંદુ તરફ આગળ અને આગળ વધવામાં-નિશ્ચિત કુચ-કદમને આગળ ધપાવવામાં અનેક રીતે પ્રકાશ પાડતું-વિશાળ તેમ જ ઉંડું માર્ગદર્શન મળે તે ગણતરીએ, ઉપરોક્ત નિબંધના દીર્ઘદર્શી પ્રયોજકોએ એક સર્વદેશીય ગ્રન્થ તૈયાર કરી, તેને પ્રકટ કરવાની ભાવના વ્યક્ત કરી, ખાસ સહકાર માગવાથી, નિબંધના વિષયની ક્યાં ઉચ્ચતમ મહત્વતા અને ક્યાં લેખક તરીકેની અશક્તિ તેમ જ અલ્પ વિષયામતિ અને મંદબુદ્ધિ વગેરે અનેક પ્રકારની ત્રુટીઓનો તેમ જ વૃદ્ધાવસ્થાના કારણે અનેક શારીરિક અગવડોનો ખ્યાલ નહિ કરતાં આ

વિધાન કે સમારંભનો આરંભ કરતી વખતે સારા-માઠા કામે પ્રયાણ-યાત્રા પ્રસંગે, લગ્ન મહોત્સવ પ્રસંગે તેમ જ 'મરણે યા મતિ સા ગતિ' એ સૂત્રને સાર્થક કરતા અનેક દૃષ્ટાંતો અને કથાનકો નજર સન્મુખ રાખી મૃત્યુ સમય તદ્દન નજીક જણાતાં પુણ્યપ્રકાશનું સ્તવન તેમ જ બીજા અનેક ધાર્મિક સ્તવનો-સજ્ઝાયો અને ભજનો ઉપરાંત વારંવાર નવકારમંત્રનું સ્મરણ કરાવવામાં આવે છે અને જુના વસ્ત્રો (જીર્ણ શરીર) તજી નવા વસ્ત્રો ધારણ કરવાની તૈયારી કરતા જીવાત્માનું આગામી જીવન સુધારવાના ઉમદા આશયથી, પૌદ્ગલિક પદાર્થોની વાસનાઓમાં તેમ જ સગા-સંબંધીઓની મોહજાળ અને માયાના બંધનોમાં જીવાત્મા અટવાઇ ન પડે તે ખાતર, તેની નજીકના સ્નેહી-સંબંધીઓ તેનો મૃત્યુ સમય સુધારી લેવા વિવેકપૂર્વક બનતો પ્રયાસ કરે છે.

**નવકારનું સ્થાન**

સર્પ કે વીંછી કે અન્ય કોઇ ઝેરી જાનવરોના દંશથી થતા મૃત્યુ પર્યંતના ત્રાસમાંથી બચવા માટેના સામાન્ય મંત્ર-તંત્રમાં તેમ જ આધિ-વ્યાધિ કે ઉપાધિના અનેક પ્રકારના ત્રાસ-જનક પરીક્ષાઓમાંથી ઉગરી જવા માટેના તેમ જ અનેક પ્રકારના આર્થિક કે બીજા દુન્યવી લાભોની પ્રાપ્તિ માટે કે સામાન્ય ઇષ્ટ સિદ્ધિથી માંડીને તે સુવર્ણસિદ્ધિ પર્યંતના, પ્રયોગોમાં-જે કંઇ મંત્ર-તંત્ર-જપ વગેરેનો ઉપયોગ કરવામાં આવે છે તે તમામ મંત્રોમાં નવકાર મહામંત્રનું સ્થાન કંઇક અપ્રતિમ અને અનોખું જ છે.

**મોક્ષપ્રાપ્તિ એ જ પરમ ધ્યેય**

આ મહામંત્રથી-તેની વિવેકપૂર્વકની વિધિસર આરાધનાથી સામાન્ય દુન્યવી, ઐહીક કે આમુષ્મિક જીવનમાં જે કંઇ ફળપ્રાપ્તિ અગર તો લાભદાયક સિદ્ધિ હાથ વેંતમાં આવી પડે તે ઉપરાંત ઉત્તરોત્તર શાશ્વત મોક્ષ સુખની પ્રાપ્તિ પણ સુતર અને સુલભ થઇ પડે છે, એટલે વિચક્ષણ-વિવેકી સજ્જનોએ આ મહામંત્રની આરાધના કરતી વખતે અનિત્ય-મર્યાદિત-ક્ષણિક સુખ પુરતા ફળપ્રાપ્તિ માટે જ

પોતાનું લક્ષ્ય કેન્દ્રિત નહિ કરતાં નિત્ય–અવિચળ–શાશ્વત–પરમ કલ્યાણકારી મોક્ષ સુખ અને અખંડાનંદ–સદ્‌ચિદાનંદ–સાદિઅનંત શીવ સુખને જ પોતાનું મુખ્ય લક્ષ્ય અને ધ્યેય બનાવવું જોઇએ. આવા પરમ ધ્યેયથી મરણાંત કષ્ટે પણ પતીત થવું જોઇએ નહિ.

ઉપરોક્ત પરિસ્થિતિમાંથી વીપરીત પરિસ્થિતિમાં ફસાઇ પડવાનું થાય તો તે કેવળ ક્ષુલ્લક–સામાન્ય દુન્યવી લાભ ખાતર–નજીવી કીમતના ફળની પ્રાપ્તિ માટે અમૂલ્ય ચિંતામણી રત્નને કાગડાને ઉડાડવા માટે ફેંકી દીધા જેવું થાય અને તે ઉપયોગપૂર્વક કામ કરતા વિવેકી સજ્જનને કોઇપણ રીતે પાલવે નહિ.

**આરાધન ઘણું જ સહેલું અને સુતર**

આ મહામંત્રની આરાધના માટે કોઇ મોટું જોખમ ખેડવાની, ઉત્તર સાધક મેળવવાની અને તેને આડું અવળું સમજાવી કંઈક લાલચમાં ફસાવી તેને હોમી દેવાની, નરમેધ–અશ્વમેધ કે અન્ય કોઈ પ્રાણીના હિંસાપૂર્ણ યજ્ઞ–યાગની, પ્રબળ જ્વલીત પંચાગ્નિ વચ્ચે બેસીને કે ધખતી શીલા ઉપર આસન જમાવીને તપ કરવાની કે તેવા કોઇ હઠયોગના પ્રયાગો કરવાની કે ઉંધે મસ્તકે ઝાડ ઉપર લટકીને કે બીજી કોઇ રીતે કષ્ટદાયક તપશ્ચર્યાની સાધનાની કે જમીનમાં ઉંડો ખાડો કરી તેમાં પેસી અમુક કાળ પર્યંત સમાધિ ધારણ કરવાની અગર તો અત્યંત દુન્યવીઓની દૃષ્ટિએ જીવનપ્રાણ સમા ગણાતા ધનનો પુષ્કળ વ્યય કરવાની જરૂર લેશ માત્ર નથી.

આ મહામંત્રની સાધના માટે હૃદયની શુદ્ધિપૂર્વકની વિશુદ્ધ ભાવનાથી પ્રતિદિન શાંત ચિત્તે તેનો જાપ કરતા રહી–તેનું સ્મરણ કરતા રહી, તેના પ્રત્યેક પદનો યથાર્થ ભાવાર્થ અને ગંભીર રહસ્યપૂર્ણ સવિસ્તર ગુઢાર્થ સમજી લઈ, પંચપરમેષ્ટિના એકમો ને આઠ વિશિષ્ટ ગુણોની વિશુદ્ધ ગુણમાદક બુદ્ધિથી ઉંડી તલસ્પર્શી વિચારણા કરતા

**સાધના કેવી રીતે કરવી**

રહી, તે તમામ સદ્‌ગુણો ક્રમે ક્રમે વધતા જતા અંશે પોતાની કૃતિમાં–યાવત્ જીવનના અંત પર્યંત પોતાની દૈનંદિની દીનચર્યામાં બનતા પ્રયાસે–હરકોઇ ઉપાયે સંપૂર્ણ આદરપૂર્વક ઉતારતા રહેવાની જરૂર છે. આ મહામંત્ર પ્રત્યેક જૈન વ્યકિતને તો સુજ્ઞાત અને સુવિદિત જ છે. પરંતુ જૈનેતર ભાઇઓને તેનો યથાર્થ ખ્યાલ આપવા માટે અહીં તેના શબ્દાર્થ સાથે તેની રજુઆત કરવાનું ઉચીત ધારવામાં આવે છે.

## નવકાર મંત્ર અને તેનો શબ્દાર્થ

**મુળ પાઠ અને શબ્દાર્થ**

૧ નમો અરિહંતાણું–અરિહંત(ભગવાન)ને નમસ્કાર. ૨ નમો સિદ્ધાણું–સિદ્ધ(ભગવાન)ને નમસ્કાર. ૩ નમો આયરિયાણું–આચાર્ય (મહારાજ)ને નમસ્કાર. ૪ નમો ઉવજ્ઝાયાણું–ઉપાધ્યાય(મહારાજ)ને નમસ્કાર. ૫ નમો લોએ સવ્વ-સાહુણં–લોકમાંના સર્વ સાધુ(મહારાજાઓ)ને નમસ્કાર. ૬ એસો પંચ નમુક્કારો–એ પાંચ નમસ્કાર. ૭ સવ્વ પાવપ્પણાસણો–સર્વ પાપનો નાશ કરનાર (છે). ૮ મંગલાણું ચ સવ્વેસિં–સર્વ મંગળોમાં. ૯ પઢમં હવઇ મંગલં–પહેલું મંગળ છે.

અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય અને સાધુરૂપ પંચ પરમેષ્ટિને નમસ્કાર સર્વ પાપનો નાશ કરનાર અને સર્વ મંગળોમાં પહેલું મંગળ છે.

**સંક્ષિપ્ત સંસ્કૃત પાઠ અને મંત્ર-બીજ–મંત્રાક્ષરો**

આ નવકાર મંત્રના માગધી સૂત્રનું સંક્ષિપ્ત સંસ્કૃત સૂત્ર "નમોઽર્હત્સિદ્ધાચાર્યોપાધ્યાય સર્વ સાધુભ્યઃ" ગણી શકાય. આ 'પંચ પરમેષ્ટિના–અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ–ના પહેલા પહેલા અક્ષરો જોડવાથી 'અસિઆઉસા' પણ મંત્રરૂપ બની જાય છે અને તેની સંધિ કરવાથી પ્રણવ મંત્ર રૂપ–ઑ–શબ્દ થાય છે અને તેનો શાંત ચિત્તે, પવિત્ર

**ઉચ્ચાર માત્રથી થતાં અનુભવ અને આત્મ સ્વરૂપમાં રમણતા**

વાતાવરણમાં, સંપૂર્ણ ગંભીરતાપૂર્વક ઉચ્ચાર કરવાથી–હર્ષોત્સાહમિશ્ર ભાવના સાથે ધ્વનિ કરવાથી, ધર્મની દઢ શ્રદ્ધા-વાળા–પરમ શ્રદ્ધાળુ ભક્ત હૃદયના સર્વ તાર ઝણઝણી ઉઠે છે અને પરમ આનંદ અને ઉલ્લાસ-પૂર્વક સ્વૈરવિહારી બની જાય, ઉચ્ચ–ઉચ્ચતમ દિશા તરફ પરમાત્માએ નિર્દેશેલ મોક્ષમાર્ગ તરફની પ્રયાણયાત્રાના પગરણ મંડાતા હોય તેવો કંઈક આછો–આછો અનુભવ થતો હોય તેમ જણાય છે. આવા પ્રકારના અનુભવમાં પ્રતિદિન વૃદ્ધિ થતી રહે–અને સાથે પરમ વિવેકપૂર્વક આત્મસ્વરૂપમાં રમણતા જાગ્રત થતી જાય તે માટે અવધુત યોગી શ્રીમાન્ આનંદઘનજીના અનેક સ્તવનો અને ભજનોમાં અનુભવ મિત્ર તરીકે આગળ કરવામાં આવેલ 'અનુભવ' પ્રત્યેક મોક્ષાભિલાષી જીવાત્માના સાચા મિત્ર અને પરમ શુભેચ્છક–માર્ગદર્શક ભોમીયાની ગરજ સારે એવી ભાવના અને તમન્ના સૌ કોઈ વિચારશીલ–વિવેકી સજ્જનને હોવી જોઈએ.

**પંચ પરમેષ્ઠિના અનંતા ગુણો પૈકી ૧૦૮ વિશિષ્ટ ગુણો**

ઉપરોક્ત નવકારમંત્રમાં અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય અને સાધુરૂપ પંચ પરમેષ્ઠિનો જે નિર્દેશ કરવામાં આવ્યો છે તેના પ્રત્યેકના અનુક્રમે બાર, આઠ, છત્રીસ, પચીસ અને સત્તાવીસ મળી એકસો ને આઠ ગુણ આગળ કરવામાં આવેલ છે; તે પ્રત્યેક ગુણ ઉપર સામાન્ય રીતે કોઈ નિષ્ણાત વિવેચક તરફથી પુનરૂક્તિ દોષ ટાળીને તેમ જ સુસંગતતા જાળવીને રોજના એક કલાક માત્ર વિવેચન કરવામાં આવે તો પણ મહીનાના મહીના વીતી જાય અને તેને પુસ્તકારૂઢ કરવામાં આવે તો એક સુંદર દળદાર પુસ્તક તૈયાર થઈ શકે, તે જોતાં આ નિબંધમાં તેનો માત્ર નામ–નિર્દેશ કરીને જ સંતોષ [illegible]નવામાં આવે છે.

કેવળજ્ઞાન પામીને ભવ્ય જીવોને બોધ દેતા અગર બોધ દેવાને વિચરતા તીર્થંકર મહારાજા–તે શ્રી અરિહંત તેમના બાર ગુણ નીચે પ્રમાણે:–

૧ અશોક વૃક્ષ–જ્યાં ભગવાનનું સમવસરણ રચાય ત્યાં ભગવાનના દેહથી બારગણું આસોપાલવનું વૃક્ષ દેવતા રચે છે તેની નીચે બેસી ભગવાન ધર્મોપદેશ આપે છે.

**અરિહંતના બાર ગુણ**

૨ સુરપુષ્પવૃષ્ટિ–એક યોજન પ્રમાણ સમવસરણ ભૂમિમાં જળ–સ્થળમાં ઉત્પન્ન થયેલાં સુગંધી પંચવર્ણી સચિત ફુલોની વૃષ્ટિ ઢીંચણ પ્રમાણ દેવતા કરે છે તે.

૩ દિવ્ય ધ્વનિ–ભગવાનની વાણીને માલકોષ રાગમાં વીણા–વાંસળી આદિકના સ્વરથી દેવતા પુરે છે તે.

૪ ચામર–રત્નજડીત સુવર્ણની દાંડીવાળા ચાર જોડી શ્વેત ચામરો સમવસરણમાં દેવતાઓ ભગવંતને વીંઝે છે તે.

૫ આસન–ભગવંતને બેસવાને રત્નજડીત સુવર્ણમય સિંહાસન દેવતાઓ સમવસરણમાં રચે છે તે.

૬ ભામંડળ–ભગવંતના મસ્તકની પાછળ શરદ ઋતુના સૂર્યના કીરણ જેવું ઉગ્ર તેજવાળું ભામંડળ (તેજનું માંડલું–ચક્ર) દેવતા રચે છે તે ભગવંતના તેજને પોતાના તેજમાં સંહરી લે છે. તે ન હોય તો ભગવંતના ઉગ્ર–તેજસ્વી મુખ સામું જોઇ શકાય નહિ.

૭ દુંદુભી–ભગવંતના સમવસરણ વખતે દેવતાઓ દેવ દુંદુભી વગેરે વાજીંત્રો વગાડે છે તે–એ એમ સુચવે છે કે હે ભવ્ય જીવો, તમે શીવપુરના સાર્થવાહ તુલ્ય આ ભગવંતને સેવો.

૮ છત્ર–સમવસરણમાં ભગવંતના મસ્તક ઉપર, ઉપરા ઉપર શરદઋતુના ચંદ્રતુલ્ય ઉજ્વળ અને મોતીના હારોએ સુશોભીત ત્રણ ત્રણ છત્રો દેવતાઓ રચે છે તે એમ સુચવે છે કે ભગવંત સમવસરણમાં

પૂર્વાભિમુખ બેસે છે અને બીજી ત્રણ દીશાઓમાં ભગવંતના જેવા ત્રણ પ્રતિબિંબો દેવતાઓ સ્થાપે છે તેથી બાર છત્ર સમવસરણમાં હોય છે એ એમ સૂચવે છે કે ત્રણ ભુવનના સ્વામિ એવા આ ભગવંતને, હે ભવ્યો, તમે સેવો.

સમવસરણ ન હોય ત્યારે પણ આઠ પ્રાતિહાર્ય તો હોય જ છે.

૯ અપાયાપગમાતિશય–અતિશય એટલે ઉત્કૃષ્ટતાવાળા–વિશિષ્ટ ચમત્કારવાળા ગુણ–ઉપદ્રવનાશ અતિશય. અપાય એટલે ઉપદ્રવ અને અપગમ એટલે નાશ. આ બે પ્રકારના છે.

(અ) સ્વાશ્રયી એટલે પોતાના સંબંધમાં અપાય એટલે ઉપદ્રવનો દ્રવ્યથી અને ભાવથી નાશ કર્યો તે દ્રવ્ય ઉપદ્રવ–તે સર્વ રોગો–આ પોતાને ક્ષય થઇ ગયા હોય છે.

ભાવ ઉપદ્રવ–અંતરંગ અઢાર દૂષણોનો નાશ કર્યો છે, તે નીચે મુજબઃ–

(૧) દાનાંતરાય. (૨) લાભાંતરાય (૩) ભોગાંતરાય (૪) ઉપભોગાંતરાય. (૫) વીર્યાંતરાય (૬) હાસ્ય. (૭) રતિ. (૮) અરતિ. (૯) ભય (૧૦) શોક. (૧૧) જુગુપ્સા–નિંદા (૧૨) કામ. (૧૩) મિથ્યાત્વ (૧૪) અજ્ઞાન. (૧૫) નિદ્રા. (૧૬) અવિરતિ. (૧૭) રાગ. (૧૮) દ્વેષ.

(બ) પરાશ્રયી અપાયાપગમાતિશય એટલે જેનાથી પારકા ઉપદ્રવ નાશ પામે એટલે જ્યાં ભગવંત વિચરે ત્યાં દરેક દિશામા મળીને સવાસો યોજન સુધીમાં પ્રાયે રોગ, મરકી, વૈર, અતિવૃષ્ટિ, દુકાળ આદિ થાય નહિ.

૧૦ જ્ઞાનાતિશય–જેનાથી ભગવાન, લોકાલોકનું સ્વરૂપ સર્વ પ્રકારે જાણે છે તે–કારણ કે તેમને કેવળજ્ઞાન થયેલું છે એટલે કંઈ પણ અજ્ઞાન તેમને રહેતું નથી.

૧૧ પૂજાતિશય—જેનાથી શ્રી તીર્થંકર સર્વપૂજ્ય છે એટલે ભગવંતની પૂજા રાજા, ચક્રવર્તી, બળદેવાદિ, દેવતા, ઈંદ્રાદિક કરે છે અગર કરવાની અભિલાષા રાખે છે.

૧૨ વચનાતિશય—જેનાથી શ્રી તીર્થંકરની વાણી, દેવ, મનુષ્ય, તિર્યંચો પોતપોતાની ભાષામાં સમજી શકે છે કારણ કે તેમની વાણી સંસ્કારાદિક ગુણવાળી છે. આ વાણી ૩૫ ગુણે કરી સહીત છે.

## સિદ્ધ ભગવાનના આઠ ગુણ

સિદ્ધના આઠ ગુણ

૧ અનંત જ્ઞાન, ૨ અનંત દર્શન, ૩ અવ્યાબાધ સુખ, ૪ અનંત ચારિત્ર—સ્વસ્વભાવમાં સદા અવસ્થિત રહે તે જ ત્યાં ચારિત્ર છે, ૫ અક્ષય સ્થિતિ, ૬ અરૂપીપણું, ૭ અગુરૂ લઘુ, ૮ અનંત વીર્ય.

## આચાર્યમહારાજના છત્રીસ ગુણ

આચાર્યના છત્રીસ ગુણ

(૫) પાંચ ઇન્દ્રિયોના ૨૩ વિષય તે સંવરનાર તેથી ૫ ગુણ. (૯) બ્રહ્મચર્યની નવ પ્રકારની ગુપ્તિ એટલે શિયલની નવ વાડોને જાળવી રાખે—અખંડીત રાખે તેથી ૯ ગુણ. (૪) ક્રોધ—માન—માયા અને લોભ એ ચાર પ્રકારના કષાયથી રહીત—તે ૪ ગુણ. (૫) પ્રાણાતિપાતવિરમણ વ્રત, મૃષાવાદવિરમણ વ્રત, અદત્તાદાનવિરમણ વ્રત, મૈથુનવિરમણ વ્રત, પરિગ્રહવિરમણ વ્રત—એ પાંચ મહાવ્રતના ધારક—એ ૫ ગુણ. (૫) જ્ઞાનાચાર, દર્શનાચાર, ચારિત્રાચાર, તપાચાર, વિર્યાચાર—એ પાંચ આચારના પાળનાર. (૮) ઇર્યા સમિતિ, ભાષા સમિતિ, એષણા સમિતિ, આદાન નિક્ષેપણા સમિતિ, પારિષ્ઠાપનિકા સમિતિ—એ

પાંચ સમિતિ, મનગુપ્તિ, વચનગુપ્તિ, કાયગુપ્તિ એ ત્રણ ગુપ્તિ મળી અષ્ટ પ્રવચનમાતાના આઠ મળી છત્રીસ ગુણ થાય છે.

## ઉપાધ્યાય મહારાજના ૨૫ ગુણ

ઉપાધ્યાયના ૨૫ ગુણ

૧૧ અંગ–તે આચારાંગ, સૂયગડાંગ, ઠાણાંગ, સમવાયાંગ, ભગવતી, જ્ઞાતા–ધર્મકથા, ઉપાસક દશાંગ, અંતગડ દશાંગ, અનુત્તરોવવાઈ, પ્રશ્ન વ્યાકરણ. વિપાક–એ ૧૧ અંગ અને ૧૨ ઉપાંગ–તે ઉવવાઈ, રાય પસેણી, જીવાભિગમ, પન્નવણા, જંબુદ્વિપ પન્નતિ, ચંદપન્નતિ, સૂર્યપન્નતિ, કપ્પિયા, કપ્પવડંસિયા, પુપ્ફિયા, પુપ્ફ ચૂલિકા, વન્હિ દશાંગ–એ બાર ઉપાંગને ભણે–ભણાવે. તથા ૨–ચરણ સિત્તરિ અને કરણ સિત્તરિને પાળે.

## સાધુ મહારાજના ૨૭ ગુણ

સાધુના ૨૭ ગુણ

(૬)–ઉપરોક્ત પાચ મહાવ્રત અને છટ્ઠું રાત્રિભોજનવિરમણ વ્રત એ ૭ વ્રતને પાળે તેથી ૭ ગુણ. (૬)–પૃથ્વિકાય, અપ્કાય, તેઉકાય, વાયુકાય, વનસ્પતિ અને ત્રસકાય એ છકાયના જીવોની રક્ષા કરે. (૫)–પાંચ ઇન્દ્રિયોનો નિગ્રહ, ૧૮ લોભનો નિગ્રહ, ૧૯ ક્ષમાનું ધારણ, ૨૦ ચિત્તની નિર્મળતા રાખવી તે, ૨૧ વિશુદ્ધ રીતે વસ્ત્રોની પડિલેહણા કરવી, ૨૨ સંયમ યોગમાં પ્રવૃત્ત રહેવું (પાંચ સમિતિ, ત્રણ ગુપ્તિ આદરવી, નિદ્રા, વિકથા અને અવિવેક ત્યજવાં), ૨૩ અકુશળ મનનો સંરોધ એટલે માઠા માર્ગે જતાં અટકવું–મનને રોકવું, ૨૪ અકુશળ વચન સંરોધ, ૨૫ અકુશળ કાયાનો સંરોધ, ૨૬ શીતાદિ પરિષહ સહન કરવા, ૨૭ મરણાદિ ઉપસર્ગ સહન કરવા.

એ પ્રમાણે અરિહંતના ૧૨, સિદ્ધના ૮, આચાર્યના ૩૬, ઉપાધ્યાયના ૨૫ અને સાધુના ૨૭ મળી કુલ ૧૦૮ ગુણ, પંચ પરમેષ્ઠિના જાણવા અને તેમાં જ નવકારમંત્રનો ધ્યાનસ્થ દશામાં રહી, જાપ કરવામાં-તેનું સ્મરણ કરવામાં, પંચ પરમેષ્ઠિના ૧૦૮ ગુણોનો ચોક્કસ ખ્યાલ નજર સન્મુખ રહે-મનમંદિરમાં તેનું સ્થાપન થાય-તે ખાતર નવકારવાળીના-માળાના ૧૦૮ મણકાની યોજના કરવામાં આવી હોય એમ સમજાય છે.

**પંચ પરમેષ્ઠિના ૧૦૮ ગુણની નવકારવાળી**

પ્રાયે સાધુદશામાંથી જ ઉત્તરોત્તર છેવટની સિદ્ધ દશા પ્રાપ્ત થતી હોવાથી ઉપરોક્ત ૧૦૮ ગુણોના અને તે ગુણોમાં અંતર્ગત રહેલા તમામ અનંતાનંત ગુણોના ભાજક-સર્વગુણસંપન્ન સિદ્ધના જીવોને કલ્પી શકાય પરંતુ સકળ કર્મ ક્ષય થવાથી હવે તેમને વિશેષ સિદ્ધિ પ્રાપ્ત કરવાની ન રહેતી હોવાથી, પુનરપિ જનનં પુનરપિ મરણં-ની પરિસ્થિતિથી તેઓ પર હોવાથી-જ્ઞાનાનંદમાં જ લીન રહેવાનું હોવાથી-અનંત વીર્ય અને અનંત શક્તિ હોવા છતાં પણ તેમને ફોરવવાની લેશ માત્ર જરૂર ન રહેતી હોવાથી શાસ્ત્રકારોએ ઉપરોક્ત આઠ ગુણ આગળ કર્યા હોય એમ સમજાય છે. આવી પરિસ્થિતિ વચ્ચે તેઓ પરમદયાળુ, પરમકૃપાળુ હોવા છતાં પણ તેમને તેમના ભક્તજનો માટે પણ કંઈ કરવાનું રહેતું નથી તો પણ ભક્તજનોને તેઓ પરમ આલંબનરૂપ થઈ પડે છે (વાંચો-ઉપરોક્ત દલીલની પુષ્ટિ માટે નજીકના જ સમયમાં થઈ ગયેલા-લટકાળા શ્રી મોહનવિજયજીકૃત ઋષભદેવજીનું સ્તવન "બાળપણે આપણ સસનેહી, રમતા નવ નવ વેષે; આજ તમે પામ્યા પ્રભુતાઈ, અમે તો સંસાર નિવેશે-હો પ્રભુજી ઓલંભડે મત ખીજો")

શ્રી અરિહંત-શ્રી તીર્થંકર મહારાજા-કેવળજ્ઞાન થયા પછી ભવ્ય જીવોને ઉપદેશ માટે વિચરતા હોય છે ત્યારે હજુ તેમને ચાર અઘાતિ

**શ્રી અરિહંતનું પ્રથમ સ્થાન શા માટે?**

કર્મ, નામ-આયુ-ગોત્ર અને અંતરાય કર્મનો સર્વથા ક્ષય કરવાનો બાકી હોય છે, જ્યારે સિદ્ધ ભગવાને તેનો ક્ષય કરી સિદ્ધદશા પ્રાપ્ત કરેલી હોય છે અને શ્રી તીર્થંકર ભગવાનને હજુ તે પ્રાપ્ત કરવાની રહે છે છતાં પણ પંચ પરમેષ્ટિમાં તેમનું સ્થાન પ્રથમ રાખવાનું કારણ-ભવ્ય જીવો પ્રત્યેની તેમની આસન્ન ઉપકારીતા અને સિદ્ધ દશામાં રહેલ સિદ્ધના જીવોની સાચી ઓળખ તેમ જ તે પ્રાપ્ત કરવાના અનેક સાધનોનું સાચું અને સંપૂર્ણ જ્ઞાન તેમનાથી થતું હોવાથી શાસ્ત્રકારોએ નવકારમ ત્રમાં તેમને અગ્રસ્થાને મુકેલ છે.

અત્ર સામાન્ય જીજ્ઞાસુના પ્રશ્નને ઉત્તર આપતો દુહો "ગુરૂ ગોવીંદ દોનું ખડે, કીસકું લાગું પાય; બલિહારી ગુરૂદેવકી, જીને ગોવીંદ દીઓ બતલાય" કંઈક અંશે ઉપરોક્ત દલીલને પુટી આપે છે અને તે જ દલીલને વધારે પુષ્ટિ ઉપસર્ગહર સ્તવનની નોટમાંના નીચે મુજબના ઉલ્લેખથી મળી રહે છે "૧ ઉવ-ઉપાધ્યાય, ૨ વિસ-એ બે અક્ષરો વડે સાધુ લેવા, સર્વ સમય વિષયને દેખાડનાર તે સાધુઓ, ૩ ચિટ્ટ-પદ વડે-આચાર્ય લેવા, તીર્થંકર મોક્ષ ગયે છતે જ્યાં સુધી શાસન રહે ત્યાં સુધી રહે તે અથવા તત્ત્વથી એકત્ર કરેલ દ્રવ્ય-ગુણ-પર્યાયના સ્વરૂપમાં રહેવાવાળા ૪ હુહ-પદ વડે અરિહંત લેવા, ૫ ઇમ્મ-પદ વડે સિદ્ધ ભગવંત લેવા, તોહંતિ-અર્દયન્તિ અર્થાત્ ઘાતી કર્મને અને સઘળા સંશયને નાશ કરે તે અરિહંત અને ઇણકૂ ગતૌ અર્થાત્ અપુનરાવૃત્તિમાં-મોક્ષમાં ગયા તે સિદ્ધો. આ ઉવસગ્ગહર સ્તોત્રની દરેક ગાથાના પહેલા પદના શબ્દ અને અર્થ એકત્ર કરતાં પંચ પરમેષ્ટિને નમસ્કાર થાય છે. અહીં પરમેષ્ટિનો ક્રમ આ પ્રમાણે કર્યો તેનો હેતુ એ કે સૂત્ર ઉપાધ્યાયની પાસે ભણાય તેથી પ્રથમ તેમને નમસ્કાર કર્યો. ઉપાધ્યાય સમીપે અભ્યાસ કરતા સાધુઓને સહાય કરે માટે બીજે સાધુને નમસ્કાર કર્યો, ભણેલ સૂત્રનો અર્થ આચાર્યો કહે તેથી ત્રીજે આચાર્યને નમસ્કાર

કર્યો, આચાર્યના ઉપદેશથી અરિહંતપણાનું જ્ઞાન થાય માટે ચોથો તેમને અને અરિહંત સકળ કર્મ ખપાવી સિદ્ધ થાય તેથી પાંચમો સિદ્ધને નમસ્કાર કર્યો."

**અનંતા ગુણો પૈકી ૧૦૮ની વિશિષ્ટતા**

સામાન્ય રીતે ઊંડી વિચારણા કરતાં પંચ પરમેષ્ઠિના અનંતાનંત ગુણોની કલ્પના કરી શકાય પરંતુ શાસ્ત્રકારોએ અમુક દૃષ્ટિથી ખાસ-ખાસ વિશિષ્ટ ગુણોને જ, બાળજીવોની શ્રદ્ધા અને ભક્તિ સવિશેષ દૃઢ અને બળવાન થઈ આકર્ષણ વધે તે ગણતરીએ, ૧૦૮ અસાધારણ ગુણોને જ આગળ કર્યા છે અને તે સર્વ ગુણોમાં તમામ અનંતાનંત ગુણોનો સમાવેશ થઈ જાય છે અને આપણે કેવળ ગુણ-ગ્રાહક દૃષ્ટિથી જ, તેમનું આદર્શ જીવનચરિત્ર નજર સન્મુખ રાખી, તેમનું સ્મરણ-મનન-કીર્તન-સ્તવન-ભજન કરવાનું રહે છે અને હૃદયની વિશુદ્ધ ભાવનાથી તેમના વિશિષ્ટ ગુણોનું ધ્યાન, ચિંતન, મનન અને વિવેકપૂર્વક વિચારણા કરતા રહી, 'મહાજનો યેન ગતઃ સપન્થા અસ્માકં' એ સૂત્રને અનુસરી તેમના જ માર્ગે-તેમણે નિર્દિષ્ટ કરેલા માર્ગે, આગળ અને આગળ અવિરત પરિશ્રમપૂર્વક પ્રયાણ કરતા રહીએ અને તેમની આજ્ઞાનો અભ્યાસ કરી યથાશક્તિ-હંમેશાં તેનું પાલન કરતા રહીએ, એ જ તેમની આજ્ઞાનું પાલન-એ જ તેમની આરાધનાનો સાચો ઉપાય છે.

**અરિહંત દેવની આરાધનાનો ઉપાય અને તેનું ફળ**

શ્રી હરિભદ્ર સૂરિજી-પહેલા અષ્ટકમાં જ કહે છે કે-"યસ્ય ચારાધનોપાયઃ, સદાજ્ઞાભ્યાસ એવ હિ। યથાશક્તિ વિધાનેન, નિયમાત્સ ફલપ્રદઃ ॥ સુવૈદ્યવચનાદ્યદ્વદ્વ્યાધેર્ભવતિ સંક્ષયઃ। તદ્વદેવ હિ તદ્વાક્યાદ્ ધ્રુવઃ સંસારસંક્ષયઃ ॥ સરલ ભાવાર્થ. શ્રી તીર્થંકર ભગવાનોની આજ્ઞા આગમોમાં આરૂઢ થયેલી છે એટલે આગમોદ્વારા તેમની આજ્ઞાનો અભ્યાસ એટલે કેવળ તેનું જ્ઞાન માત્ર

**જ્ઞાન અને ક્રિયા બંનેની આવશ્યકતા**

કંઈ ફાયદો કરતું નથી તે તો કેવળ ભારવહનરૂપ અગર તો શુષ્ક જ્ઞાન જેવું થઈ પડે છે પરંતુ તે અભ્યાસને આચરણમાં યથાશક્તિ ઉતારવાથી જ—વર્તનમાં મુકવાથી જ તે અવશ્ય ફાયદાથી થઇ પડે છે અને ઉત્તરોત્તર—ક્રમસર આગળ અને આગળ વધતાં જેવી રીતે ઉત્તમ વૈદ્યના વચનથી અર્થાત્ તેના વચનાનુ-સારી વર્તનથી જેમ રોગનો ક્ષય થાય છે તેવી રીતે મહાદેવ—તિર્થંકર ભગવાનના વચનથી અર્થાત્ તેમની આજ્ઞાનુસારી વર્તનથી નિશ્ચય રીતે સંસારનો ક્ષય થાય છે એટલે કે મોક્ષ સુખ મેળવી શકાય છે. આવા શાસ્ત્રપ્રમાણીત ટંકશાળી વચનોથી જ **ज्ञानक्रियाभ्याम् मोक्षः** જ્ઞાન અને ક્રિયાથી જ મોક્ષ થાય છે એવા પરમ સિદ્ધાંત સૂત્રની અક્ષરશઃ સાર્થકતા સિદ્ધ થાય છે.

**ક્રમશઃ આત્મ-વિકાસને સહાયક થતાં સંત-મહાત્માના ભજનો**

ઉપર જણાવી ગયા મુજબ પંચ પરમેષ્ટિ પરમ આલંબનરૂપ—સાચા માર્ગદર્શક—'પ્રવહણ જેમ ભવ દરીયે—જેવા તરણ—તારણ હોવાથી પરમ ભક્તજનો—સંત મહાત્માઓ અનેકાનેક ભજનો—કીર્તનો—સ્તવનો—સ્તોત્રોદ્વારા પોતાના હૃદયની ભક્તિ અને ભાવના વ્યક્ત કરી ગયા છે અને તે રીતે સંપૂર્ણ આત્મવિકાસ સાધી ગયા છે આમ છતાં પણ આપણે સમજી લેવું જોઇએ કે ભક્તની ભાવના અને આચાર, જીવનના આવશ્યક કર્તવ્યોને જેટલા અનુસરીને હશે તેટલો તેનો વિકાસ થશે—બાકીની તેની કલ્પના અને ભ્રમ તેના પોતાના અને તેણે તે કલ્પના અને ભ્રમ જે સમાજમાં ફેલાવ્યાં હોય તેના વિકાસને પ્રતિબંધક થઇ પડે છે યોગ્ય માર્ગે ઉન્નત થતાં થતાં જ્યારે વિકાસની સ્થિતિ ક્રમશઃ પ્રાપ્ત થયેલી હોય અને આગળના વિકાસક્રમને બાધક કે પ્રતિબંધક ન હોય પરંતુ સહજપણે સહાયક થનારી હોય. દરેકોઇ પાયરી કે ભૂમિકા પ્રયત્નશીલ મનુષ્યને ...: આગળની ભૂમિકામાં લઇ જનારી હોવી જોઇએ.

**વિવેકપૂર્વક પસંદગી પામેલા સ્તવનોથી ચિત્તની સમરસતા**

આપણો વિકાસ સમજપૂર્વક ક્રમશઃ આગળ વધતો રહે તે માટે, ચિત્તને ઉત્તરોત્તર ઉચ્ચ ભૂમિકામાં લઈ જવાના વ્યવસ્થિત સાધનો આપણે તૈયાર રાખવા જોઈએ. ઉત્તરોત્તર ઉચ્ચ ભાવના અને ધારણાના અનુશીલન અને આધારથી, ચિંતનથી અને તન્મયતાથી આપણે ઉપરની ભૂમિકા પ્રાપ્ત કરી શકીએ. ભાવના–ધારણા અને ચિંતનના સ્થૂળ અભ્યાસમાંથી ધીરે ધીરે સૂક્ષ્મ અભ્યાસમાં જઈ શકાય; પરંતુ તે માટે કંઈક ક્રમ, સુસંગતતા અને ચિત્તને સાધ્ય સુધી પહોંચાડનારી ચોક્કસ યોજના ઘડી કાઢવી જોઈએ. આ બધાની મદદથી ચિત્ત સ્થૂળ અનુભવમાંથી ધીરે ધીરે સૂક્ષ્મ અને ગાઢ અનુભવમાં તન્મય થઈ જાય છે. આ રીતે ઉત્તરોત્તર ઉચ્ચ ભૂમિકાની ચિત્તસ્થિતિનો વિચાર કરીને, પ્રાર્થના, સ્તવન, ભજન કે ભક્તિના કોઈપણ પ્રકારમાં સુસંગતતા અને મેળ બેસાડી તેમાં વધતો જતો ક્રમ સાધવો જોઈએ જેમાં કંઈ મેળ નથી–કંઈ ક્રમ નથી એવા ભાવ, અર્થ, ધારણા, હેતુ અને લક્ષ્ય એ દૃષ્ટિએ બધી રીતે અસંબદ્ધ અને વિસંગત–શ્લોકો આપણે પ્રાર્થના કે સ્તવનરૂપે રોજ બોલતા રહીએ તો તેનો વિકાસની દૃષ્ટિએ કશો ઉપયોગ નથી. પ્રાર્થના અને સ્તવન બોલતાં તેના અર્થ અને ભાવ સાથે ચિત્ત ધીરે ધીરે સમરસ થતું રહેવું જોઈએ. તે માટે પ્રથમ જીવનનું સાધ્ય તેના સાધનો તરીકેની ભાવનાઓ અને ધારણાઓ વિવેકપૂર્વક નક્કી કરી લેવા જોઈએ અને ભાવનાઓ જાગ્રત થાય, ક્રમશઃ 'વિકસિત થાય એવા અર્થપૂર્ણ અને ભાવપૂર્ણ સ્તવનો–ભજનોની પસંદગી કરવી જોઈએ. આવા સ્તવનોના અર્થ અને ભાવ સાથે ચિત્ત ક્રમશઃ સહેજે **સમરસ થતાં**–છેવટે ગાઢ અનુભવમાં તલ્લીન થઈ જશે. દરરોજના આવા જ નિયમથી ચિત્તની સાત્ત્વિક ભૂમિકા દૃઢ બની જશે, ચિત્ત હંમેશાં પવિત્ર, આનંદીત અને પ્રસન્ન રહેશે. ક્રોધ, માન, માયા, લોભ, કામ, રાગ, દ્વેષ અને અનિચ્છનીય વાસનાઓ અને

તૃષ્ણાઓ સહેજે મંદ પડતા જશે-પાતળા પડતા જશે અને સુખ-દુઃખની અવગણના કરી શકાશે. સાત્વિક કર્મનો ઉત્સાહ રહેશે.

આપણી પ્રાર્થના, સ્તવન, ભજન વગેરેની કોઇપણ પદ્ધતિમાં ભક્તિ, ઉપાસના, તેમ જ વિકાસ અને એક નિશાનો વિચાર હોવો જોઇએ. કોઈ સંત-મહાત્માના ભક્તિ, વૈરાગ્ય કે જ્ઞાન વિષયક ભજનો બોલીએ ત્યારે આપણો ઉદ્દેશ અને પ્રયત્ન તેમાંની ભક્તિ, વૈરાગ્ય અને જ્ઞાનની સ્થિતિ સાથે તન્મય થઇને તે પોતાનામાં લાવવાનો હોવો જોઇએ. સંત-મહાત્માઓએ જે ગીતો ગાયા છે તે કેવળ મનોરંજન કે કેવળ તેટલા વખત પુરતું સાત્વિક વાતાવરણ પેદા કરવા માટે ગાયાં નથી; પરંતુ

**ઉક્ત સ્તવનોથી સિદ્ધ થતી સંત-મહાત્માની ઉચ્ચ ભૂમિકા અને ગુણ-ગ્રાહકતા**

ભક્તિ, વૈરાગ્ય કે જ્ઞાનની ઉત્તાન અવસ્થામાં, હૃદયમાં ભાવ ન સમાતાં શબ્દરૂપે તેમના વદનકમળમાંથી તે ગીતો આપોઆપ સરી પડ્યા છે એટલે તેના અર્થ અને ભાવ સાથે તન્મય થઇને તે તે મહાત્માઓની ભૂમિકા આપણે સિદ્ધ કરીએ નહિ, ત્યાં સુધી તેમના ભજનોનો ખરો ઉપયોગ કર્યાનું કહી શકાય નહિ, આવા ભજનો ઉચ્ચ ભૂમિકા સિદ્ધ કરવાના સાધન છે; તેમાં વિલક્ષણ સામર્થ્ય છે. તે ભજનોના ખરા ઉપયોગથી જ મહાત્માઓના સદ્‌ગુણો આપણામા ઉતરે. ભજન-સ્તવન અને પ્રાર્થનાની વિસંગત અને અસંબદ્ધ પદ્ધતિથી ઇષ્ટ પરિણામ અનુભવાતું નથી. આંખો મિંચીને ગમે તે નિત્ય પરિપાટી પ્રમાણે ક્રમશઃ આપણે બોલી જઇએ છીએ પરંતુ તેના શબ્દોનો હૃદય સાથે, અર્થનો જીવન સાથે, તેમ જ ભાવ અને લક્ષ્યનો આપણા આદર્શ સાથે સંબંધ નથી. આપણું ચિત્ત આરાધ્ય દેવ પર-તેમના ગુણો પર કેન્દ્રિત થઇ શકતું નથી કારણ કે આપણા ચિત્ત પર અને જીવન પર અમુક વિશિષ્ટ પરિણામ લાવવા માટે યોગ્ય પ્રયાસ યોજનાપૂર્વક કરતા નથી પણ કેવળ પરંપરાને અનુસરીને જ કરીએ છીએ.

**મુમુક્ષુ ભક્તોના અભિલાષો અને આકાંક્ષાઓ**

વિવેકી-મુમુક્ષુ ભક્તજનો પોતાના સ્તવનોમાં-ભજનોમાં-પ્રાર્થનાઓમાં વિધવિધ પ્રકારની માગણીઓ-આરજુઓ-આકાંક્ષાઓ અને અભિલાષો હૃદયના ભાવપૂર્વક આગળ કરે છે તેના ઝીણવટપૂર્વકના અભ્યાસથી, તેમાંની ઉત્તમોત્તમ કોટીની અને કઇ-તેનો કંઇક ખ્યાલ આવી શકે. આવી માગણીઓ ખાસ કરીને પરમ મુમુક્ષુ જીવાત્માની ઉત્કૃષ્ટ અભિલાષારૂપે સમુચ્ચય રીતે પરમ કુશળતા અને વિચક્ષણતાપૂર્વક એકત્ર થયેલી "જયવિયરાય" સૂત્રમાં જે રીતે આપણને જોવા મળે છે તે રીતે ભાગ્યે જ બીજા કોઇ સૂત્ર-સ્તવન કે ભજનમાં જોવા મળે તેમ છે. વિચારશીલ-સુશીલ મોક્ષાભિલાષી સજ્જનની માગણી સામાન્ય રીતે કેવળ આ લોકની કે પરલોકની સુખ-સમૃદ્ધિ માટે હોતી નથી. તે બધા સુખો તો આખરે અનિત્ય અને નશ્વર જ છે એટલે મુમુક્ષુ જીવાત્મા તો શાશ્વત મોક્ષ સુખની અને તે મેળવવા માટેના મુખ્ય મુખ્ય સાધનોની જ અપેક્ષા રાખે છે. સાંસારિક સુખ સગવડોની અપેક્ષા રાખતા એક અંધ-ભિખારી નીર્ધન મનુષ્યને, તેની ઉત્કટ તપશ્ચર્યા અને પરમભક્તિથી સંતુષ્ટ અને પ્રસન્ન થયેલા દેવે વરદાન માગવાનું કહેતાં, તેણે જેટલી વ્યવહારકુશળતા-નિપુણતા અને દીર્ઘદૃષ્ટિયો માગણી કરેલ કે "પોતે પોતાના મહેલના સાતમે માળે, સોનાના હીંડોળાખાટ ઉપર હીંચકા ખાતાં પોતાની પ્રપૌત્રની પત્નીને, તેના પુત્રને સોનાના રમકડાથી રમાડતાં જૂએ"-તે માગણીમાં જેટલું દૂરદેશીપણું જણાય છે તેના કરતાં પણ સવિશેષ દૂરદેશીપણું, વિવેક અને સમજણપૂર્વકનું ડહાપણ 'જયવિયરાય' સ્તોત્રાંતરગત માગણીઓમાં

**મુમુક્ષુની મુખ્ય માગણી મોક્ષની જ અને તેના પ્રમુખ સાધનાની**

દૃષ્ટિગત થાય છે. તેમાં આગળ કરવામાં આવેલ માગણીઓમાં મુખ્યતાએ, ભવનિર્વેદ, માર્ગાનુસારીપણું, ઇષ્ટફળસિદ્ધિ, લોક વિરુદ્ધનો ત્યાગ, ગુરુજનપૂજા, પરોપકાર કરવાપણું, શુદ્ધ ગુરુનો યોગ, તેમના વચનનું જ્યાં સુધી મારે ભવ કરવા પડે ત્યાં સુધી-મોક્ષ પ્રાપ્તિ થતાં સુધી, અખંડ અંગીકરણ અને ભવોભવ વીતરાગદેવના ચરણની સેવા, દુઃખક્ષય, કર્મક્ષય, સમાધિ મરણ, બોધિબીજનો લાભ–નજરે ચડે છે. આજ રીતે 'લોગસ્સ' સૂત્રમાં પણ આરોગ્ય, બોધિબીજ (સમ્યગ્દર્શન)નો લાભ, ઉત્તમ સમાધિ અને સિદ્ધિની માગણી કરવામાં આવેલ છે. 'કલ્લાણ કંદ'ની સ્તુતિમાં 'જિનેંદ્રો પાસે સર્વ પવિત્ર વસ્તુઓમાં સારરૂપ એવા મોક્ષની માગણી કરેલ છે અને શ્રુતદેવી નીરંતર સુખને અર્થે થાઓ એવી માગણી છે; જ્યારે સંસારદાવાનલની સ્તુતિમાં શ્રુતદેવી પાસે પણ શ્રી હરિભદ્રસૂરિજીએ 'ભવવિરહ'ની જ માગણી કરેલ છે. પરમકૃપાળુ પરમાત્મા–દેવાધિદેવ શ્રી વીતરાગ ભગવાન પ્રત્યે માગણી કરતી વખતે પરમ શ્રદ્ધાળુ ભક્તજનોએ કયા કયા મુદ્દા ધ્યાનમાં રાખવા જોઇએ તેનો યથાર્થ ખ્યાલ આવી શકે તે જ હેતુથી–કંઇક અંશે વિષયાંતર થઇ જવાનુ જોખમ ખેડીને પણ આ વિષય ઉપર જરા વિસ્તારથી વીવેચન કરવામાં આવેલ છે. આમ છતાં પણ દીર્ઘદૃષ્ટિથી વિચાર કરતાં શ્રી નવકાર મહામંત્રથી નીપજતાં વિધવિધ ફળાદેશ અને લાભાલાભની ચર્ચા–વિચારણા આગળ ઉપર આપણે હાથ ધરીશું ત્યારે સ્પષ્ટ સમજાશે કે આ મહામંત્રના સ્મરણ અને જાપથી ઐહિક કે પારલૌકીક અનિત્ય અને ક્ષણિક સુખ–વૈભવની સમૃદ્ધિની અપેક્ષા ન રાખતાં, પરંપરાએ છેવટે શાશ્વત સુખની પ્રાપ્તિની જ નિરંતર અપેક્ષા રાખવી જોઇએ; આવા શાશ્વત મોક્ષસુખ આગળ સાંસારિક સુખ સમૃદ્ધિનો તો શું બલ્કે ઉત્કૃષ્ટ તેત્રીસ કોડા કોડી સાગરોપમનું આયુષ્યબળ ધરાવતા દેવોના કલ્પનાતીત વીપુલ

સુખ-વૈભવ પણ તદ્દન તુચ્છ ગણાવા જોઈએ. કારણ કે સમય પાકશે, કાળબળના પ્રભાવે તેવા સુખનો પણ આખરે અંત આવે છે.

**જૈન દષ્ટિએ ઈશ્વર જગતકર્તા નથી**

જૈન દષ્ટિએ, અન્ય જૈનેતર દષ્ટિઓની માફક (તેમાં પણ વેદાંત દર્શનની શાખા અને મીમાંસક દષ્ટિ જુદો મત ધરાવે છે.) આ જગતના કર્તા તરીકે ઈશ્વર-પરમાત્માને માનવામાં આવતા નથી પરંતુ જગત આપોઆપ-કુદરતી રીતે અનાદિ-કાળથી ચાલ્યું આવે છે અને અનંતા કાળ સુધી તે ચાલ્યા કરવાનું જ છે. આ માન્યતા સિદ્ધ કરવા માટેની, તેના લાભની કે વિરૂદ્ધની લંબાણ ચર્ચા કે દલીલબાજીમાં-વાદ વિવાદમાં ઉતરવાનું અત્ર પ્રસ્તુત નથી, પરંતુ આ મુદ્દાના પ્રશ્ન અંગેની જૈન દષ્ટિ ખાસ આગળ કરવાનો હેતુ એ છે કે પરમાત્મા,

**ઈશ્વર-પરમાત્મા પરમઆલંબનરૂપ**

દયાના સાગર, પરમકૃપાળુ, વિશ્વબંધુ, ભક્તજન-વત્સલ, અનંતવીર્ય અને અનંત શક્તિના ધણી મનાતા હોવા છતા પણ સાથે સાથે તેઓ રાગ-દ્વેષ રહિત, નિરંજન નિરાકાર, પોતાના જ્ઞાનાનંદમાં જ-આત્મસ્વરૂપમાં જ-બ્રહ્માનંદમાં જ લીન, નિર્મળ સ્ફટીક મણિની માફક સકળ કર્મમળ રહીત મનાતા હોવાથી તેમને જગતના કર્તા, હર્તા કે ભર્તા થવાની ભાંજગડમાં પડવાનું રહેતું જ નથી અને તેથી જ તેઓ

**તેમના જીવન-ચરિત્રો પરમ આદર્શરૂપ**

સીધી રીતે એકદમ આપણો હાથ ઝાલીને આપણો ઉદ્ધાર કરે તેમ નથી જ એટલે કે આપણને એકાએક, એક ઝપાટે સ્વર્ગસુખ કે મોક્ષસુખથી વિભુષીત કરી શકે તેમ નથી તેમજ આપણા દુઃખ-દર્દોનો કે વિધવિધ કર્મબંધનોનો ક્ષય કરી શકે તેમ નથી; છતાં પણ તેમનું પરમ-અનુપમેય આલંબન-તેમનાથી સ્વતઃ ભક્તહૃદયમાં પડતો દિવ્ય ચક્ષુગમ્ય માર્ગદર્શક પ્રકાશ,-પરમ આદર્શરૂપ-સર્વ રીતે અનુકરણીય અને ઉત્કૃષ્ટ બોધ લેવા જેવા તેમના

**સ્વકીય આત્મ-બળનું મહત્ત્વ**

ભૂતકાલીન જીવનચરિત્રો-ધર્મકથાનકો આપણને વિશુદ્ધ હૃદયપૂર્વકની-સાચા દીલની તેમની ભક્તિ, સેવા-પૂજા, સ્તવન, ભજન, કીર્તન માટે અપૂર્વ પ્રેરણા આપી રહેલ છે અને આપણ પામર મનુષ્ય માટે તે ખાસ જરૂરના અને આવશ્યક છે. તેનાથી જ તેમ જ ઇન્દ્રિયનિગ્રહ, કષાયમુક્તિ, બાર ભેદે તપશ્ચર્યા, વ્રત નિયમનું પાલન, વિશુદ્ધ આચરણ વગેરે અનેક પ્રબળ સાધનોથી આપ બળે જ, આપણા આત્માની ઉત્કૃષ્ટ વીર્યસ્ફુરણાથી જ આપણે મુક્ત દશા પ્રાપ્ત કરવાની રહે છે અને આપણા પોતાના અતુલ પ્રયાસથી, કર્મજાળના બંધનો તોડી નાખવા માટે વિશુદ્ધ-જરૂર પુરતા મનોબળથી, સાહસ અને ભક્તિપૂર્ણ ભાવનાથી તે સુલભ અને સુતર થઇ પડે છે. તે માટે 'આપ સમાન બળ નહિ અને મેઘ સમાન જળ નહિ' 'આપ મૂઆ વિના સ્વર્ગે ન જવાય' વગેરે કહેવતોને સાર્થક કરી ભક્તિ ઉપરાંત કષાયત્યાગ, સેવા ભાવ-ત્યાગવૃત્તિ-આત્મભોગ વગેરેને ખીલાવવાના રહે છે.

**વીતરાગ દેવની સમભાવ વૃત્તિ**

આ પ્રકારની વિચારસરણીથી પરમાત્માના આલંબનની મહત્ત્વતા-ઉપયોગીતા કે સાચા મુલ્યાંકનને કોઇ પણ રીતે લેશ માત્ર ક્ષતિ પહોંચતી નથી પરંતુ તેથી અંધ શ્રદ્ધા કે વિવેકશુન્ય અંધભક્તિ દૂર થતાં, યથાર્થ પરિસ્થિતિને સત્ય અને વિશુદ્ધ સ્વરૂપે સમજતાં પરમાત્માની ઉત્તમોત્તમ કોટીની-અપૂર્વ વીતરાગદશાની, શત્રુ-મિત્ર પ્રત્યેની સમભાવવૃત્તિની ઝાંખી થાય છે. 'સકલાર્હત્'ના ચૈત્યવંદનમાં કલિકાલ સર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્ય, શ્રી પાર્શ્વનાથ ભગવાન અને શ્રી મહાવીર સ્વામીની સાચી ઓળખ નીચે મુજબના શ્લોકોથી કરાવે છે.

"कमठेधरणेंद्रेच, स्वोचितं कर्म कुर्वति ।
प्रभुस्तुल्य मनोवृत्तिः, पार्श्वनाथः श्रियेऽस्तु वः ॥

कृतापराधेऽपि जने, कृपामंथर तारयोः ।
इषद्बाष्पार्द्रयोर्भद्रं, श्री वीरजिननेत्रयोः ॥

ઉપરોક્ત સ્તુતિકારક વર્ણન પરમ ભક્તિપૂર્ણ હૃદયનું, કવિને હદ ઉપરાંત છૂટ આપતું કેવળ અતિશયોક્તિયુક્ત કે આવેશપૂર્ણ કથન નથી, પરંતુ તે બન્ને ત્રેવીશમા અને ચોવીશમા તીર્થંકરોની ઉત્કટ વીતરાગ દશા, કષાયજય, ક્ષમા, શૌર્ય, ઉગ્ર તપશ્ચર્યા વગેરે અનેક મહાન્ અને વિશિષ્ટ ગુણોનું સાચું અને ખરેખરૂં દીગ્દર્શન છે. તેની સાબીતી તેમના જીવનચરિત્રોમાંના સમ–વિષમ, દેહાંત કષ્ટ પર્યંતના આકરા ઉપસર્ગોના સવિસ્તર વર્ણનથી અને તે ઉપસર્ગોનો કૃતેહપૂર્વક સામનો કરવાની અનંત શક્તિ અને અનંત વીર્ય છતાં પણ તેમણે તે ઉત્તમોત્તમ ક્ષમાશીલતાથી, સમભાવથી, જડ–ચેતનનો વિવેક અને ભેદબુદ્ધિથી, કર્મના સ્વરૂપના સાચા જ્ઞાનપૂર્વક સહન કર્યા અને તેમાંથી સાર તાર પાર ઉતર્યા તે ઉપરથી થઈ રહે છે.

જગતના કર્તા ઈશ્વર–પરમાત્મા નથી તેમ જ સિદ્ધાત્માને ફરી જન્મ ધારણ કરવાનું રહેતું જ નથી એ પ્રકારની વિચાર ધારા જૈનદર્શનને સર્વ પ્રકારે માન્ય હોવાથી ભગવત ગીતામાંના નીચેના શ્લોકો અને સૂત્રો કઈ રીતે ઘટાવવા તે એક વિચારણીય પ્રશ્ન થઈ પડે છે.

यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।
अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहं ॥
परित्राणाय साधुनां, विनाशाय च दुष्कृतां ।
धर्मसंस्थापनार्थाय, संभवामि युगे युगे ॥
सर्वधर्मान् परित्यज्य मामेकंशरणं व्रज,
अहं त्वाम् सर्वं पापेभ्यो, मोक्षयिष्यामि मा शुचः॥

ઉપરના કથનોને મળતાં અનેક કથનો ગીતામાં નજરે ચડે છે. તે બાળજીવોને ભક્તિમાં પ્રેરવા માટે જ હોય તેમ જણાય છે અને તે મુક્તદશાની પહેલાંના ભવને માટે તે કંઈક ઘટાવી શકાય. આ બાબતમાં સર રમણભાઈએ–ચુમાલીશેક વરસ પહેલા અમદાવાદના પ્રાર્થના સમાજ હૉલમાં પોતાના પ્રવચન પ્રસંગે–યુગે યુગે તે સ્થાને–ક્ષણે ક્ષણે–મુક્ત પુણ્યશાળી આત્માઓ–આ દુનિયાના જુદા જુદા ભાગમાં જન્મ ધારણ કરતાં હોવાનું બતાવેલ–તે કંઈક સુઘટીત જણાય છે.

**વીતરાગ દેવની સમભાવ વૃત્તિ છતાં તેમની ક્રોડી-ગમે સ્તુતિઓની સાર્થકતા**

જૈન દષ્ટિએ ઉપર મુજબની પરિસ્થિતિ છતાં પણ જૈન શાસ્ત્રકારોએ અને પ્રભાવીક સંતપુરુષોએ ભાવભીના–ભક્તિપૂર્ણ હૃદયથી, તીર્થંકર મહારાજાઓને અને સિદ્ધ ભગવાનોને અનેકાનેક, અર્થગંભીર, રહસ્યપૂર્ણ, પરમ ગૌરવયુક્ત ઉત્તમોત્તમ વિશેષણોથી બીરૂદાવવામાં લેશ માત્ર કચાશ રાખી નથી.

(જૂઓ–ચતુર્વિંશતિ સ્તવ, શક્ર સ્તવ, નવસ્મરણના સ્તોત્રો, સકલાર્હત્ અને લાખો ગમે પ્રાચીન–અર્વાચીન ચૈત્યવંદનો, સ્તવનો, ભજનો અને સ્તુતિઓ.)

આમ છતાં પણ આવા સ્તવનો અને સ્તુતિઓમાં પણ આપબળે જ, આત્માના અનંતવીર્યની સ્ફુરણાથી જ મોક્ષમાર્ગમાં આગળ વધવા માટે કહેવાનું તેઓ ચુક્યા નથી.

અધ્યાત્મરસીક શ્રીમાન્ દેવચંદ્રજી મહારાજ પોતાની અધ્યાત્મિક ચોવીશીમાં બારમા વાસુપૂજ્યસ્વામીના સ્તવનમાં કહી ગયા છે કેઃ–

**આત્માલંબી નીજ ગુણ સાધતો રે, પ્રગટે પૂજ્ય સ્વભાવ પૂ૦ ૫**
**આપ અકર્તા સેવાથી હુવે રે, સેવક પૂરણ સિદ્ધિ ।**
**નિજધન ન દીયે પણ આશ્રિત લહેરે, અક્ષય અક્ષર ઋદ્ધિ પૂ૦ ૬**

જિનવર પૂજા રે તે નિજ પૂજના રે, પ્રગટે અન્વય શક્તિ,
પરમાનંદ વિલાસી અનુભવે રે, દેવચંદ્ર પદ વ્યક્તિ. પૂ૦ ૭

તેમના જ શ્રી શ્રેયાંસ જિન સ્તવનમાં–

પ્રભુ પ્રભુતા સંભારતાં, ગાતાં કરતાં ગણ ગ્રામ રે;
સેવક સાધનતા વરે, નિજ સંવર પરિણુતિ પામ રે. સુ૦ ૭

શ્રી વિમલ જિન સ્તવનમાં–

તાહરા શુદ્ધ સ્વભાવને જી, આદરે ધરિ બહુ માન,
તેહને તેહીજ નિપજેજી, એ કોઇ અદ્ભુત તાન. વિ૦ ૫

વળી શ્રી ધર્મનાથજીના સ્તવનમાં–

તેણે મુજ આતમા તુજ થકી નીપજે, માહરી સંપદા સકળ મુજ સંપજે;
તેણે મનમંદીરે ધર્મ પ્રભુ ધ્યાઇયે પરમ દેવચંદ્રનિજ સિદ્ધિ
સુખ પાઇએ. ૧૦

ધર્મ જગનાથનો ધર્મશૂચિ ગાઇએ, આપણો આતમા તેહવો ભાવિયે,
× × આતમ ગ્રાહક થયે, તજે પરગ્રહણતા, તત્ત્વભોગી થયે,
ટળે પર ભોગ્યતા. ૮

આ વિષય ઉપર આટલા લંબાણથી વીવેચન કરવાનો મુખ્ય હેતુ એ છે કે આગળ ઉપર નવકારમંત્રને મહામંત્ર તરીકે આગળ કરી આપણે તેની ગૌરવપૂર્ણ મહત્વતા–ઉપયોગીતા સંબંધે વિચાર કરીશું; તેમજ તેના ફળાદેશ, ગુણવત્તા, ચમત્કારીક પ્રભાવશીલતા સંબંધી ઊંડી–ગવેષણાપૂર્વક ચર્ચા–વિચારણા કરીશું ત્યારે ઉપરોક્ત વીવેચન અને તેમાં આગળ કરવામાં આવેલ મનન-પૂર્વકની દલીલો આપણને ઘણી મદદગાર અને પ્રેરણાદાયક થઇ પડશે.

**તદ્દન સ્વતંત્ર જૈનદર્શનની અપૂર્વ મહત્વતા**

જૈન દર્શન, તેના અનેકાન્તવાદ–સ્યાદ્વાદ અને અપૂર્વ સપ્તભંગીના

સ્વરૂપના કારણે અન્ય દર્શનો અને મત–મતાંતરો કરતાં ઘણી બાબતોમા જુદુ પડે છે અને તે એક અનોખું જ–તદ્દન સ્વતંત્ર દર્શન હોઇ, તેની વિરલ અને સ્વતંત્ર સંસ્કૃતિ, ઉપરોક્ત બાબતો ઉપરાંત, આત્મસ્વરૂપની વિચારણા સંબંધમાં પણ અન્ય જૈનેતર દર્શનો કરતાં પોતાનો ભિન્ન અને સ્વતંત્ર મત આગળ ધરે છે; પરંતુ તે બાબતની વિશેષ ચર્ચા કે વાદ–વિવાદમાં ઉતરવાનું અત્ર અસ્થાને છે છતાં પણ એટલું તો કહેવું જ જોઇએ કે જૈનદર્શન, તેના અનેકાન્તવાદના સિદ્ધાંતના પ્રતાપે જુદા જુદા અનેક મત–મતાંતરોના સિદ્ધાંતોને સમજવામાં અને જરૂર જણાય ત્યાં સમભાવપૂર્વક તેનો પ્રતિકાર કરવામાં, ન્યાયસરની તેમ જ સુઘટીત યુક્તિપૂર્વકની દલીલો આગળ કરવામાં, યથાર્થ રીતે સાચી વસ્તુસ્થિતિને યથાસ્થિત ઘટાવવામાં પ્રખર, સમન્વય શક્તિ અને પરમ ઉદાર પરમત–સહિષ્ણુતા ધરાવે છે અને એ કારણે જ તેમ જ અહિંસા પરમો ધર્મના સિદ્ધાંતમાં અડગ અને અવિચળ શ્રદ્ધા હોવાના કારણે વિશ્વબંધુત્વની ભાવના આગળ ધરી વિશ્વશાંતિની સ્થાપનાના કાર્યમાં ઘણો આગળ પડતો ભાગ ભજવી શકે તેમ છે.

**જૈનદર્શન વિશ્વ-બંધુત્વની ભાવ-નાના પ્રચારથી વિશ્વશાંતિ સ્થાપી શકે**

આવું ઉદાત્ત અને ઉદાર જૈન દર્શન જે નવકારમંત્રને મહામંત્ર તરીકે આગળ ધરે છે તે નવકારમંત્રના મહામંત્ર તરીકેના દાવાના ગુણ દોષમાં ઉતરતાં પહેલાં, તેની સીધી અને સાબીતી માટેના દલીલો આગળ ધરતાં અવલ, આપણે હઝારો ગમે સામાન્ય મંત્ર–તંત્ર સંબંધમાં તેની સિદ્ધિ અને ફળદાયિતા બાબે–જૈન તેમ જ જૈનેતર સમાજ કેવા કેવા વિચારો ધરાવે છે–કેટલી હદ સુધીની અડગ શ્રદ્ધા ધરાવે છે અને કોઇ કોઇ કીસ્સામાં તેની શ્રદ્ધા કઇ રીતે અંધ શ્રદ્ધામાં સરકી પડે છે તે સંબંધમાં કંઇક વિસ્તારથી

**ઐતિહાસીક દૃષ્ટિએ વર્તમાન જગતનો પ્રારંભકાળ**

ચર્ચા-વિચારણા કરી લઈએ. ઐતિહાસીક દૃષ્ટિએ વિચાર કરતાં, ઘણા ઘણા પ્રાચીન સમયમાં-જૈન શાસ્ત્રની માન્યતા મુજબની કાળગણના પ્રમાણે કાળચક્રના આ હુંડા અવસર્પિણીકાળના ત્રીજા આરાના અંત ભાગમાં-આપણા ક્ષેત્રમાં-યુગલીઆઓ( સરળ અને ભદ્રિક મનુષ્યો )ની ક્ષુધા-તૃપ્તિ વગેરેની ઈચ્છાઓને તૃપ્ત કરવાને, પહોંચી વળવા માટે, કલ્પવૃક્ષો કાળના પ્રભાવે અસમર્થ જણાતાં, યુગલીઆઓના અંદર અંદરના સામાન્ય ઝગડાના સાંત્વન અર્થે તેમ જ તેમના સંરક્ષણાર્થે શ્રીનાભિકુલકરે પોતાના પુત્ર અને વર્તમાન ચોવીશીના પહેલાં તીર્થંકર શ્રી રૂષભદેવજીની તેમના રાજા તરીકે સ્થાપના કરી એટલે યુગલીઆઓ અવારનવાર તેમની સલાહ-સૂચના માટે દોડી આવતાં તેમણે ક્ષુધાતૃપ્તિ માટે, અન્નના ઉપયોગની તેમ જ તે તૈયાર કરવા માટે જુદા જુદા અનેક પ્રયોગો અજમાવવાની શરૂઆત કરી અને ત્યારથી અસિ, મસિ અને કસી (કૃષી)-તરવાર-લેખન પદ્ધતિ અને ખેતી વિવિધ ઉપયોગોથી શરૂઆત થઇ એટલે અમુક દૃષ્ટિથી વિચાર કરતા તે સમયને હાલની દુનિયાનો પ્રારંભ-કાળ કહી શકાય. તે સમયે શ્રી રૂષભદેવ ભગવાને પોતાના પુત્રો અને પુત્રીઓને સ્ત્રી-પુરૂષના ચોસઠ અને બોતેર કળાઓ શીખવી અને તેમણે તેનો લાભ અન્ય સ્ત્રી-પુરૂષોને આપ્યો અને ત્યારથી દુનિયા કળા-કૌશલ્યમાં ક્રમે ક્રમે આગળ વધતાં મંત્ર-તંત્રના યુગમાંથી પસાર થઇ યાંત્રિક યુગમાં આવી પહોંચી અને તેમાં પણ આગળ વધતાં હાલનું વિજ્ઞાન તો તેની પરાકાષ્ટાએ પહોંચવા મથી રહેલ છે.

બીજી બાજુ જૈનેતર દૃષ્ટિએ વિચાર કરતાં આપણે જોઇ શકીએ છીએ કે ઘણા જુના-પ્રાચીન સમયમાં-વેદકાળમાં અને તે પહેલાના

**કુદરતી કૃપાનો લાભ આપતા ઇંદ્ર-વરૂણ સુર્યાદિ દેવોની કલ્પના, તેમની સ્તુતિરૂપ મંત્રયુગ**

સમયમાં આ ભારતવર્ષ સિવાયના દુનિયાના બીજા દેશોમાંની પ્રજા જ્યારે પશુ-પ્રાણીની માફક તદ્દન જંગલી દશામાં અહીંથી તહીં ભટકતી હતી અને કોઇપણ પ્રકારનો ખાસ પરિશ્રમ લીધા સિવાય, ક્ષુધાતૃપ્તિ માટે કુદરતની કૃપાથી સ્હેજે મળી આવતાં કંદ અને ફુલ-ફળાદિનો તેમજ જે કંઇ ખાદ્ય વસ્તુ મળી આવે તેનો અને શરીર ઢાંકવા માટે વૃક્ષની છાલો વગેરેનો ઉપયોગ કરતી હતી ત્યારે આપણા ભારતવર્ષમાં વસવાટ કરતી અને ઉત્તર પ્રદેશ અને મધ્ય એશીયામાંથી આવેલી આર્યપ્રજા, અન્ય પ્રજાઓને મુકાબલે કંઇ આગળ વધેલી હતી. તેમણે સૌ પહેલાં ખેતીની અને પશુપાલનની

**યજ્ઞ-યાગાદિની પ્રતિષ્ઠા**

શરૂઆત કરી હતી અને અહીંતહીં ભટકવાને બદલે કંઇક અનુકુળ સ્થળે ઠરીને ઠામ થઇ હતી. ખેતીને માટે તથા વસવાટને માટે ઉપયોગમાં લેવાની જમીનને તથા ખેતીના કામમાં ખાસ ઉપયોગી થઇ પડે તેવા બળદો તથા દુધ-ઘી વગેરે પોષક પદાર્થો પુરા પાડતી ગાયને-પોષક માતા તરીકે સંબોધવામાં આવતી હતી. વળી ઉપરોક્ત પુરાતન સમયમાં વરસાદ, હવા, પ્રકાશ વગેરે કુદરતી બક્ષીસોનો યથેચ્છ લાભ આપતા અને ક્વચિત્ કોપાયમાન થતાં, સંહાર કાર્ય કરતાં, ઇંદ્ર, વરૂણ, સૂર્ય વગેરેને દેવોનું ઉચ્ચ સ્થાન આપવામાં આવ્યું હતું અને તેમને ખુશ ખુશાલ-પ્રસન્ન રાખવા માટે, તેમની સ્તુતિરૂપે કાવ્યો-મંત્રો વગેરે પ્રાચીન ૠષિ-મુનિઓથી ઉદ્‌ભવ પામતાં મંત્રયુગની શરૂઆત થઇ હતી. આ મંત્રયુગના જમાના માટે ભગવત ગીતામાં કહેવામાં આવ્યું છે કે-પૂર્વે પ્રજાપતિ-બ્રહ્માજીએ યજ્ઞાધીકારી બ્રાહ્મણાદિ પ્રજાને સૃષ્ટિના આરંભમાં સર્જીને કહ્યું હતું કે 'તમે આ યજ્ઞ, જે વિષ્ણુરૂપે છે-તે કરતા રહી ઉત્તરોત્તર અભિવૃદ્ધિ મેળવો અને આ યજ્ઞ તમને ઇષ્ટ પદાર્થ આપનાર

થાઓ. અહીં 'યજ્ઞ' શબ્દ ઉપરથી તેમાં આવશ્યક સંધ્યા વંદનાદિ નિત્ય કર્મો પણ સમજવા. વળી કર્મો નહિ કરવા કરતાં-યજ્ઞાદિ કામ્ય કર્મો કરવા સારાં છે. યજ્ઞો વડે તમે દેવોને પ્રસન્ન કરો અને દેવો વૃષ્ટિ ઇત્યાદિ પ્રકારે તમારી ચઢતી કળા કરો-એ રીતે અન્યોન્ય પ્રભાવીત કરતા રહીને તમો તથા દેવો પણ પરમ કલ્યાણ પામશો. યજ્ઞો વડે પ્રભાવીત થયેલા દેવો-દેવતાઓ તમને ઇષ્ટ વૈભવો અવશ્ય આપશે. પણ તેમણે

**યજ્ઞ-યાગાદિ પ્રવૃત્તિમાં હિંસાને સ્થાન-તેને વેદ-વિહિતા ગણાવવાનો પ્રયત્ન**

આપેલા અન્ન-ધનાદિક પદાર્થો પંચ યજ્ઞ દ્વારા તથા દેશ કાળ અને પાત્રને અનુસરતા દાન-સેવાદિરૂપે આપ્યા વિના જ જે ભોગવે છે તેને તો ચોર જ જાણવો. જેઓ બ્રહ્મ યજ્ઞ, દેવ યજ્ઞ, મનુષ્ય યજ્ઞ, પિતૃ યજ્ઞ તથા ભૂત યજ્ઞ આ પાંચ મહા યજ્ઞ કરતાં વધેલું અન્ન જમે છે તેઓ ખાંડવામાં, દળવામાં, ચુલો બાળવામાં તથા પાણી ભરવા વગેરેમાં અને વાશીદુ વાળવામાં થતી પાંચ પ્રકારની હિંસાના બધા દોષોથી છુટે છે અને જેઓ કેવળ પોતાને માટે જ રાંધે છે તે પામાત્માઓ તો પાપનું ભોજન કરે છે. સામાન્ય રીતે-પ્રત્યેક અનવદ્ય અને ઇચ્છનીય પ્રવૃત્તિઓ

**હિંસા સામે મહાવીર અને બુદ્ધનો પ્રચંડ વિરોધ**

શરૂઆતમાં જે સ્થાન જાળવી રાખે છે તેમાં દિન-પ્રતિદિન અજ્ઞાનતા અને સ્વાર્થપરાયણુતાના કારણે ધીમે ધીમે સડો પેસવા માંડે છે અને છેવટ તે અધમ કોટીમાં ઉતરી જાય છે તેની માફક આ યજ્ઞ-યાગની પ્રવૃત્તિ પણ વખત જતાં એટલી બધી નીચી કોટીમાં ઉતરી ગઇ કે આવા યજ્ઞોમાં અનિયંત્રીત રીતે પશુ-પ્રાણીઓની હીંસા અને મનુષ્યોના બલીદાન પણ છડેચોક દાખલ થયા એટલું જ નહિ પણ જેને વખતના તેની હીમાયત કરનારા રસનેંદ્રિયની લાલચ વશાત્ પંડીતો અને શાસ્ત્રકારો આવી અયોગ્ય હિંસાને મન ભાવતા (ક્ષેપક) શાસ્ત્રાધારો અને કલ્પીત

શાસ્ત્રાનાઓ આગળ કરી, તેને 'વેદ વિહિતા હિંસા' ઠગવી, તેને આવશ્યક ગણાવવા બદાર પણ અને તેમનો પ્રચાર એટલી હદ સુધી વધી ગયો કે ચોવીશમા તીર્થંકર શ્રી મહાવીર સ્વામીએ અને બુદ્ધ ભગવાને તેની સામે પ્રચંડ વિરોધપૂર્વકની પ્રખર અને સાર્વત્રીક ઝુબેશ ઉઠાવી, 'અહિંસા પરમો ધર્મ'ના સર્વમાન્ય સૂત્રને આગળ કરી, અહિંસાનો જીવદયાનો ઝંડો જયઘોષપૂર્વક ન ફરકાવ્યો હોત તો શું સ્થિતિ થઇ પડત તે કલ્પી શકાતું નથી

આટલા લાંબા વીવેચનથી સ્પષ્ટ થાય છે કે પ્રાચીન સમયમાં મંત્ર-યુગના જમાનામાં ઇંદ્ર-વરૂણ સૂર્ય વગેરે દેવોની સ્તુતિરૂપ જુદા જુદા અનેક મંત્રોથી તે તે દેવો પ્રસન્ન થતાં અને સ્તુતિ કરનારાઓ કુદરતની કૃપાથી મંત્રોનું ફળ તાત્કાલીક અનુભવતાં, તે તે મંત્રોને સફળ-ફળદાયી અને સાર્થક માનવાની પ્રેરણા મેળવી, તે તે મંત્રોનું પ્રતિદિન સ્મરણ કરવાનું-જાપ કરવાનું ઇષ્ટ સિદ્ધિ અને યથેચ્છ ફળપ્રાપ્તિ માટે આવશ્યક સમજતા અને સફળ જીવન નિર્વાહ માટે તે આવશ્યક કર્તવ્યોને મનુષ્યો પોતાનો પરમધર્મ માનવા લાગ્યા.

**મંત્ર યુગ**

આ મંત્રયુગના જમાનામાં એક ઇશ્વરી કલ્પનામાંથી સત્ત્વ, રજસ્ અને તમસ્‌રૂપ ત્રીગુણાત્મક બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ એ ત્રણ દેવોની કલ્પના થઇ અને તેમાંથી ધીમે ધીમે અનેક દેવ-દેવીઓની કલ્પના થતાં, તે સમયના સામાન્ય શ્રદ્ધાળુ અને ભક્તજનોને સહેલાઇથી, અને તેટલા અલ્પ પ્રયાસે અને પરિશ્રમે, રોગ-સોગ, દુઃખ-દર્દો, આધિ-વ્યાધિ-ઉપાધિ વગેરે કષ્ટદાયી અને કલેશજનક ઉપદ્રવો દૂર થાય, ઇષ્ટસિદ્ધિ-સુખ સંપત્તિ-મોજશોખ અને વૈભવના સાધનરૂપ ધન-પ્રાપ્તિ થાય તે ખાતર અનેક પ્રકારના, દેવ-દેવીઓની સાધના અને

**મંત્ર યુગ, યજ્ઞ યુગમાં યોગ-હઠ-યોગના પ્રયોગો-બલીદાન વગેરેની સકામ કર્મ પ્રવૃત્તિ**

**ગીતાકારનો–તે સામે નિષ્કામ કર્મ પ્રવૃત્તિ અને અનાસક્ત યોગ**

આરાધના માટેના વિધવિધ ઉપક્રમો યોજાયા. દેવ–દેવીઓની પ્રસન્નતા મેળવવા–મહેરબાની સંપાદન કરવા આ બધા ઉપક્રમોની શરૂઆત મંત્ર–તંત્ર અને સ્તોત્રોથી થઈ અને તેમાં યજ્ઞ–યાગાદિ, હોમ–હવન, બલીદાન–ભોગ–નિવેદ ધરવારૂપ પ્રયોગોથી ઉમેરો થતાં, વખતના વહેણ સાથે તેમાં વિવેકહીન ઉગ્ર તપશ્ચર્યા, પ્રાણાયામ–સમાધિ વગેરે યોગના પ્રયોગો ઉપરાંત, પંચાગ્નિ તપ તથા અવનત મસ્તકે લટકવા જેવા અનેક ઉત્કૃષ્ટ હઠયોગના પ્રયોગો અને અનુષ્ઠાનો પણ દાખલ થયા. કેવળ ઐહિક કે આમુષ્મિક–સ્વર્ગીય સુખની પ્રાપ્તિ માટે ફળાપેક્ષાના હેતુપૂર્વક ઉપર મુજબની સકામ પ્રવૃત્તિઓ સર્વત્ર અમર્યાદિત રીતે વધી જતા, ભગવતગીતાના ત્રીજા અધ્યાયમાં શ્રી કૃષ્ણ ભગવાન અર્જુનને કહે છે કે 'હે અર્જુન, ઢોંગી કર્મત્યાગી કરતાં તો જે મનુષ્ય મન વડે વિષયોમાં અનાસક્ત થઈને તથા જ્ઞાનેન્દ્રિયોને નિયમમાં રાખીને કર્મેન્દ્રિયોને ઇશ્વર આરાધનરૂપ કર્મયોગમા જોડે છે તથા કર્મફળની ઇચ્છા કરતો નથી તેજ શ્રેષ્ઠ છે કેમકે નિષ્કામ કર્મ કરવાથી ચિત્તશુદ્ધિ થઈ અપરોક્ષ જ્ઞાન મળે છે માટે કર્મો તજી દેવા કરતાં કર્મો કરવા એજ તારે માટે શ્રેષ્ઠ છે તો ફળની આસક્તિ છોડી દઈને માત્ર યજ્ઞાર્થે–પ્રભુ પ્રિત્યર્થે, નિષ્કામ કર્મો જ કર. ફલાસક્તિ વિના જ કર્મ કરનારો જ પરમાત્મ સાક્ષાત્કાર તથા મોક્ષને પ્રાપ્ત કરે છે. લૌકીક કર્મફળમાં આસક્તિવાળા અજ્ઞાની મનુષ્યોને તત્ત્વજ્ઞાનનો ઉપદેશ કરીને તેમની બુદ્ધિ ફેરવવી ઘટે નહિ પણ જ્ઞાનીઓ તો ઉલટું તેમના અને લોકોના હીતાર્થે વધુ સાવધાનીથી કર્મ કરતા રહીને અજ્ઞાનીઓને પણ શુભ કર્મોમાં પ્રેરવા–જોડવા જોઈએ કેમકે મલીન ચિત્તવાળાને કર્મ ત્યજાવવાથી તે તત્ત્વજ્ઞાનને યથાવત્ સમજી શકે નહિ તેથી બંને તરફથી ભ્રષ્ટ થાય છે.

આમ છતાં પણ હજુ મંત્ર યુગ–જ્ઞાન યુગ–વિજ્ઞાન યુગનો બરાબર

પ્રારંભ થયો નહોતો એટલે મોટા ભાગના અજ્ઞાની મનુષ્યો મંત્ર-તંત્ર યુગના પ્રયોગોને વધારે અને વધારે સ્થિતિચુસ્તતાથી શ્રદ્ધાપૂર્વક વળગી રહ્યા અને પરીણામે કોઈ કોઈ કીસ્સામાં આવી દૃઢ શ્રદ્ધા, અંધ શ્રદ્ધામાં ફેરવાયેલી જણાવા લાગી. દેવ-દેવીઓ, યક્ષ-યક્ષિણીઓ, ભુત-પ્રેત-દાનવો-રાક્ષસો-પિશાચો વગેરેને કેવળ ધતિંગ માનનારો વર્ગ હજુ ઉભો થયો નહોતો. તેમના અસ્તિત્વ અને બહોળા પ્રચાર માટેનો સમય પણ હજુ પાકયો નહોતો. મંત્રયુગના જમાનામાં જે કંઇ મંત્રના પ્રયોગોથી સાધી શકાતું હતું તેમાંનુ ઘણું-ખરું વિજ્ઞાનથી-ઘણી ઘણી રીતે આગળ વધતા જતા વિજ્ઞાનના પ્રયોગોથી સાધી શકાય તેવો જમાનો હજુ આવી પહોંચ્યો નહોતો. વળી જૈનદૃષ્ટિએ વિચાર કરતાં પણ-તત્ત્વાર્થસૂત્રના ત્રીજા-ચોથા અધ્યાયમાં જણાવ્યા મુજબ ચાર પ્રકારના પંચેન્દ્રિય જીવો નારક, મનુષ્ય, તિર્યંચ અને દેવો પૈકીના દેવ ચાર નિકાય(જાતિ)વાળા છે તે (૧) ભવનપતિ, (૨) વ્યંતર, (૩) જ્યોતિષ્ક અને (૪) વૈમાનિક અને તેમાં ભવનપતિના ૧૨, વ્યંતરના ૮, જ્યોતિષ્કના ૫ અને વૈમાનીક (કલ્પોમાન)ના ૧૨ ભેદ બતાવ્યા છે. વ્યંતરનિકાયના આઠ ભેદને ૧ કિંનર, ૨ કિંપુરૂષ, ૩ મહોરગ, ૪ ગાંધર્વ, ૫ યક્ષ, ૬ રાક્ષસ, ૭ ભૂત અને ૮ પિશાચ. તેમાંથી કિંનરના ૧૦ પ્રકાર, કિંપુરૂષના ૧૦ પ્રકાર, મહોરગના ૧૦, ગાંધર્વના ૧૨ પ્રકાર, યક્ષના ૧૩ પ્રકાર, રાક્ષસના ૭ પ્રકાર, ભૂતના ૯ પ્રકાર અને પિશાચના ૧૫ પ્રકાર બતાવ્યા છે (વધારે સમજ માટે જુઓ પંડીત સુખલાલજીવાળું તત્ત્વાર્થસૂત્ર પૃ. ૧૭૦ થી ૧૭૩). આ રીતે જૈનદર્શન પણ વૈમાનિક દેવ, વ્યંતર દેવ વગેરેનું અસ્તિત્વ

**મંત્રયુગનો પ્રભાવ**

**મંત્રોની રચના દેવ-દેવીની સ્તુતિ રૂપે તેના પ્રયોગો, સાધના-ફળાદેશ વગેરે અને તે માટેની જૈન દૃષ્ટિ**

**મંત્રયુગનો પ્રભાવ**

સ્વિકારે છે અને તેમને આરાધવાથી-તેમની સાધના કરવાથી, તેમાંના કેટલાક પ્રસન્ન થઈ મનુષ્યોને-તેમના આરાધક ભક્તોને મદદ કરે છે તેમ જ તેમની સેવા કરે છે એ હકીકત પણ કબુલ રાખતું હોવાથી મંત્રયુગના જમાનામાં મંત્ર-તંત્રનો પ્રભાવ-મહિમા સમુદાયના મોટા ભાગમાં જેવો-તેવો નહોતો એમ સમજાય છે. આ વૈજ્ઞાનિક યુગમાં પણ હજુ આ વર્ગ સાવ નાબુદ થયો નથી. સાપ-વિંછી વગેરે ઝેરી પ્રાણીઓના વિષ ઉતારવા માટે, ભુત-પ્રેત-પિશાચ-ખવિસ-ડાકણ-ઝોડ વગેરેના વળગાડમાંથી મુક્તિ મેળવવા માટે તેમ જ તેમના તરફના સંતાપજનક ત્રાસમાંથી બચવા માટે, અનેક પ્રકારના લાંબી મુદતથી ઘર કરી બેઠેલા (Chronic) હીસ્ટેરીયા જેવા અંગત રોગો કે મરકી-કોલેરા-મહામારી જેવા ચેપી રોગોમાંથી બચવા માટે કોઇ નિષ્ણાત વૈદ્ય કે ડોકટરની મદદ લેવાને બદલે ઢોંગી અને પાખંડી ભુવા-જતિ-જોગી કે સાંઇ-ફકીરની જ મદદ લેવામાં આવે છે. તેઓ પાણી મંત્રી આપે, દોરો કરી આપે કે યંત્ર લખી આપે તે માદળીયામાં નાંખી લોકો તેનો સ્વિકાર કરે છે અને શ્રદ્ધાથી તેમની સુચના મુજબ ગમે તેવું સાહસ ખેડવા પણ તૈયાર થઈ જાય છે. આવા બધા કીસ્સા સફળ થતા નથી. What is hit is history and missed is mysteryની કહેવત મુજબ-જે કીસ્સા સફળ થાય છે તેનો બહોળો પ્રચાર કરવામાં આવે છે અને જે નિષ્ફળ જાય છે તે અંધારામાં જ રહી જાય છે અને ભુલી જવાય છે.

'કાક તાલીય' ન્યાયે કે આંધળો માણસ ઢેફાંઓ ફેંકે, તે કવચિત્ ધારેલ જગ્યાએ પડી જાય તેની માફક કોઇ કોઇ કીસ્સામાં સફળતા મળી જાય તો તેનો જોર-શોરથી પ્રચાર થતાં આવા પ્રયોગોને કેવળ ધતિંગ માનનારાઓની માન્યતા પણ કવચિત્ પોતાના ઉપર કંઇક અણધારી આફત આવી પડે ત્યારે-મને કમને ડગી જાય છે.

સામાન્ય રીતે કહેવાય છે કે ખુશામત તો ખુદાને પણ વ્હાલી થઇ પડે છે તો પછી મોહ–માયામાં લપટાયેલા–અને રાગ–દ્વેષમાં ફસી પડેલા દેવ–દાનવ કે ભુત–પ્રેત તેમની આરાધના કરનારાઓને યોગ્ય મદદ કરવા કે રાહત આપવા દોડી આવે તેમાં કંઇ નવાઇ જેવું નથી. વળી સારા કામ માટે સારા સરલ દેવોની આરાધના કરવામાં આવે તેમ કંઇ હીણા કે દુષ્ટ કામ માટે અગર તો દુશ્મનોની સામેની વૈર-વૃત્તિને સંતોષવા માટે મેલા દુષ્ટ દેવો યા તો ભૂત–પ્રેતો કે યક્ષ–રાક્ષસોની આરાધના કરવામાં આવે છે અને તેમાં મદદ કરવા માટે મંત્રશાસ્ત્ર પણ જોઇતા સાધનો પુરા પાડે છે. ભુત–પ્રેત–પિશાચ વગેરે દેવોની આરાધના માટેના મંત્રોની સાધના માટે, તેમનું સામાન્ય રીતે મનાતું નિવાસસ્થાન અગર આગમન-સ્થાન સમશાનભૂમિ કે ઘોર-ભયાનક જંગલ પસંદ કરવામાં આવે છે. સમય પણ તદ્દન નિરવ શાંતિનો એટલે અંધારી રાત્રીના બાર વાગ્યા પછીનો અનુકુળ માનવામાં આવે છે અને તેમાં પણ આસો વદી ચૌદશ એટલે કાળી ચૌદશની રાત્રિને મંત્રસાધકો તેમના મુખ્ય પર્વ જેવી માને છે. બલી–બાકુલ–નિવેદ–ભોગ–બલિદાન વગેરે સાધનોની મદદથી વિધવિધ દેવ–દાનવો માટે ખાસ યોજાયેલા મંત્રો જપ–જાપથી સિદ્ધ કરવામાં આવે છે. આવા હજારો મંત્રોની રચનાની શરૂઆત તો પ્રાચીન સમયના ઋષિ–મુનિઓથી થયેલી હોવાનું માનવામાં આવે છે અને કાળના પ્રવાહ સાથે તેમાં વધારો થતો રહ્યો છે, મોટા ભાગે લોકોના કલ્યાણ અર્થે, કેવળ પરોપકાર અને પરમાર્થ બુદ્ધિથી જ આવા મંત્રો અને સ્તોત્રો રચાયેલા હોવાનું જણાય છે અને તેની સિદ્ધિ, ફળાદેશ વગેરે તેની સાધના કરનારના વિશુદ્ધ ચારિત્ર બળ ઉપર ઘણે અંશે આધાર રાખે છે. આવા મંત્રો–યંત્રો–સ્તોત્રો વગેરેનો સદ્-ઉપયોગ થતો રહે, ત્યાં સુધી તેની ચમત્કાર શક્તિને ક્ષતિ પહોંચની

**મંત્રયુગના સમયમાં જૈન પૂર્વાચાર્યો રચીત પ્રભાવીક સ્તોત્રો**

નથી પરંતુ વખતે-કવખતે તેનો દુરૂપયોગ થવા માંડે એટલે કે તેના અધિષ્ટાતા દેવ-દેવીને શોભે નહિ તેવું અયોગ્ય કામ તેમનાથી લેવામાં આવે તો પછી મંત્રનો પ્રભાવ સહેજે ઘટી જાય-તે નિષ્પ્રાણ થઇ જાય-તેમાં પ્રાણ પ્રતિષ્ઠા હોય તે ઉડી જાય. જન સમુદાયનો મોટો ભાગ અજ્ઞાનદશામાં સબડતો હોવાથી, ધર્મના ઉંચા પ્રકારના સાત્વિક તત્વ-જ્ઞાન અને તત્ત્વબોધથી અજ્ઞાત હોવાથી, જૈનેતર તેમ જ જૈન પ્રજામાં પણ નજીકના ભૂતકાળ પર્યંત, ઉચ્ચ પ્રકારના વિજ્ઞાનશાસ્ત્ર(Science)ની હેરત પમાડે તેવી વિધવિધ શોધખોળો અને તે માટેના પ્રયોગોના શાસ્ત્રીય જ્ઞાનના અભાવે, ઐહિક સુખ-સગવડો માટે, દુઃખ-દર્દોના નાશ માટે તાત્કાલીક ફળદાયી થઇ પડે, અલ્પ પ્રયાસે મહાન્ લાભ મેળવી શકાય, તેવી દૈવી કૃપા વર્ષાવતા મંત્રો અને સ્તોત્રો હીતબુદ્ધિથી રચાયા અને સમાજ તેનો લાભ લેવા લાગ્યો.

**જૈન સ્તોત્રોથી થતી કાર્યસિદ્ધિથી સમ્યગ્દર્શનને ક્ષતિ ન પહોંચતાં તે નિર્મળ થાય છે.**

જૈન દૃષ્ટિએ વીતરાગ સિદ્ધ પરમાત્મા કે તીર્થંકર ભગવાનો, ગમે તેવી ઉચ્ચ કોટીના ભાવવાહી શબ્દોમાં, અર્થગંભીર, રહસ્યપૂર્ણ, લેશ માત્ર અતિશયોક્તિ વગરના સ્તોત્રોથી, રીઝી જઇને આપણા માટે કંઇ કરી શકે તેવી સ્થિતિ ન હોવાથી આપણે ખાસ કરીને એવી એક સુઘટીત-બંધ બેસતી-વ્યવસ્થિત માન્યતા આગળ કરી કે જે-તે તીર્થંકર ભગવાનના યક્ષ, યક્ષિણી, તેમના તરફ પરમ ભક્તિભાવ ધરાવતા સમકીતદૃષ્ટિ દેવ-દેવીઓ તેમ જ જૈન દર્શન પ્રત્યે અનહદ પ્રેમ ધરાવતા શાસનના અધિષ્ટાયક દેવ-દેવીઓ, વિશુદ્ધ હૃદયના, ભાવપૂર્ણ ઉમળકાથી, પ્રેમલક્ષણા ભક્તિને પણ ટક્કર મારે તેવી ઉચ્ચ કોટીની ભક્તિથી આગળ કરાયેલા સ્તોત્રો-સ્તવનો-ભજનો વગેરેથી પ્રસન્ન થઇ આપણી ઇષ્ટ સિદ્ધિ માટે તેઓ પોતાનાથી બધું પરોક્ષ-અપરોક્ષ રીતે કરી છુટે છે અને પરીણામે આપણી શ્રદ્ધા અને ભક્તિ વધારે દૃઢ અને

અવિચલ અને મજબૂત થતા જાય છે આ પ્રકારની ભાવનાથી આપણા સમ્યગ્દર્શનને લેશ માત્ર ક્ષતિ પહોંચતી નથી ઉલટું તે વધારે નિર્મળ થાય છે.

**આમ છતાં પણ વીતરાગ દેવની માનતાનો નિષેધ-લોકોત્તર મિથ્યાત્વ ગણાતી હોવાથી.**

આમ છતાં પણ આપણે એટલી સાવચેતી રાખવાની જરૂર છે કે આપણે ભોળાભાવે કે કંઈક અજ્ઞાન દશાવશાત્ કોઈપણ તીર્થંકર દેવની માનતા કે અમુક બાબતમાં અમુક પ્રકારની ઈષ્ટ સિદ્ધિ થાય તો અમુક વસ્તુની બાધા કે આખડી કદી પણ રાખવા જોઈએ નહિ. તે આપણને લોકોત્તર મિથ્યાત્વ તરફ દોરી જાય છે અને શાસ્ત્રકારો તેવા મિથ્યાત્વથી દૂર રહેવા ફરમાવે છે. વળી કોઈ પણ પ્રકારની ઉગ્ર તપશ્ચર્યા ધાર્મિક અનુષ્ઠાન, ક્રિયા કે વિધિ-વિધાન કરતી વખતે, તેના ફળરૂપે મને અમુક પ્રકારની ઈષ્ટ સિદ્ધિ કે પ્રાપ્તિ આ જન્મે કે જન્માંતરે થાય તેવું નિયાણું બાંધવાની પણ જૈન શાસ્ત્રકારો મના કરે છે, કારણ કે

**નિયાણાનો પણ નિષેધ**

શુદ્ધ હૃદયના ભાવથી થતાં ઉત્તમોત્તમ ધાર્મિક અનુષ્ઠાનથી મનના પરિણામની ધારા શુદ્ધતર અને શુદ્ધતમ થતી જતી હોવાથી, ભાવમાં ઉત્તરોત્તર વૃદ્ધિ થતાં પરીણામે 'મનઃ એવ કારણં બંધમોક્ષયોઃ' એ સૂત્ર અનુસાર મોક્ષ સુખની પ્રાપ્તિ જે નજીક આવતી જાય છે તેમાં નિયાણાબંધન એક અંતરાયરૂપ થઈ પડે છે.

ઉપરોક્ત વસ્તુસ્થિતિને બરાબર ખ્યાલમાં રાખીને જ પ્રભાવિક-મહાપુરૂષોએ ભવ્યજનોના હીત ખાતર-કલ્યાણાર્થે અપૂર્વ મંત્રોની ગરજ

**પૂર્વકાલીન પ્રભાવિક મહાત્માઓ રચીત મંત્રગર્ભિત સ્તોત્રો-સ્મરણો**

સારે તેવા અનેક જુદા જુદા સ્તોત્રો અને સ્મરણોની રચના કરી છે. વરાહમિહિરનો જીવ મરીને વ્યંતર થવાથી તેણે સંઘમાં મરકીનો ઉપદ્રવ કર્યો તેની શાંતિને અર્થે, સંઘની વિનંતિથી શ્રી ભદ્રબાહુ સ્વામીએ સાત ગાથાનું ઉપસર્ગહર સ્તોત્ર રચ્યું.

તે ભણવા–ગણવા તથા સાંભળવાથી મરકી શાંત થઈ. આથી લોકો નીરંતર આ સ્તોત્ર ગણવા લાગ્યા તેથી ધરણેંદ્રને પ્રત્યક્ષ આવવું પડતું તે ઉપરથી તેની વિનંતિથી ગુરુમહારાજે બે ગાથા ભંડારી દીધી. તેવી જ રીતે શાકંભરી નગરમાં

**શ્રી ભદ્રબાહુ સ્વામી રચીત ઉપ-સર્ગહર સ્તોત્ર**

શાકીનીએ કરેલ ઉપસર્ગથી ફેલાતી મરકીના ઉપદ્રવને નિવારવા શ્રીમાનદેવસૂરિએ, તેમને પદ્મા, જયા, વિજયા અને અપરાજીતા–એ ચારે દેવીઓનું સાનિધ્ય હોવાથી, અત્યંત કરૂણાભાવે શ્રી લઘુશાંતિ સ્તવની રચના કરી.

**શ્રી આનદેવસૂરિ રચીત લઘુશાંતિ**

મેવાડના દેવકુલ પાટક (દેલવાડા) નગરમાં થયેલ મરકીના ઉપદ્રવની શાંતિ નિમિત્તે સહસ્ત્રાવધાની શ્રી મુનિસુંદરસૂરિએ શ્રી 'સંતિકર' સ્તવનની રચના કરી છે. તેમાં શ્રી શાંતિનાથ ભગવાનની

**શ્રી મુનિ સુંદરસૂરિ રચીત શ્રી સંતિકર સ્તોત્ર**

સ્તુતિ કરતાં, તેમને ૐકારપૂર્વક નમસ્કાર કરતાં, તેમના મળ–મૂત્ર–દાંત, નખ, કેશ–રોમ વગેરેને પણ સર્વ રોગનો નાશ કરવા માટે ઔષધરૂપ ગણાય તેવી લબ્ધિવાળા જણાવી, શ્રુતદેવી, લક્ષ્મીદેવી, યક્ષરાજ ગણિ પિટક, ગ્રહ દિક્પાલ, દેવેંદ્રો, સોળ વિદ્યાદેવીઓ, ચોવીશ તીર્થંકરોના યક્ષો–શાસન દેવીઓ, બીજા પણ ચારે પ્રકારના દેવ–દેવીઓ, ઘંટાકરણાદિ બાવન વીર, ભદ્રકાળી પ્રમુખ ચોસઠ યોગિની વગેરે–નિરંતર અમારૂં રક્ષણ કરો–એ રીતે સ્તુતિ કરેલ છે.

શ્રી તિજયપહુત્ત સ્તોત્ર ( સત્તરિસયં થુત્તં ) વ્યંતરે કરેલ ઉપદ્રવ નિવારવા શ્રી માનદેવસૂરિએ રચેલું છે. તેમાં અઢીદ્વીપમાં થયેલા ૧૭૦

**શ્રી માનદેવસૂરિ રચીત તિજય પહુત્ત**

જિનની સ્તવના યંત્રવડે કરેલી છે. મંત્ર-યંત્ર યુગના જમાનાનું સ્વરૂપ કઇંક યથાર્થ સ્વરૂપે સમજાય તે ખાતર યંત્ર-બાજુ ઉપર આલેખેલ છે અને તેની વધારે વિસ્તારથી સમજુત મેળવવાની અને મંત્ર-બીજો સમજવાની ઇચ્છાસા ધરાવતા બંધુને, તે સ્તોત્ર આખું તેની ગાથાઓના સાર્થ વીવેચન સાથે વાંચી જવાની ભલામણ કરવામાં આવે છે.

| ૨૫ | ૮૦ | क्षि | ૬૫ | ૫૦ |
|---|---|---|---|---|
| ૨૦ | ૪૫ | प | ૩૦ | ૭૫ |
| क्षि | प | ॐ | स्वा | हा |
| ૭૦ | ૩૫ | स्वा | ૬૦ | ૫ |
| ૫૫ | ૧૦ | हा | ૬૫ | ૪૦ |

**શ્રી માનતુંગસૂરિ રચીત નમિઉણ**

'શ્રી નમિઉણ સ્તોત્ર' શ્રી માનતુંગસૂરિએ રચ્યું છે અને તેની આઠમી ગાથા રચતી વખતે તેમણે નાગરાજને વશ કર્યાનું કહેવાય છે.

**શ્રી નંદીષેણ રચીત અજીત-શાંતિ સ્તવન**

શ્રી અજીત શાંતિ સ્તવન, એક પક્ષે શ્રી મહાવીરના શિષ્ય અને બીજા પક્ષે શ્રી નેમિજિન શિષ્ય-શ્રી નંદિષેણ, શ્રી શત્રુંજય તીર્થે યાત્રાર્થે આવેલ ત્યારે રચ્યાનું કહેવાય છે.

**શ્રી માનતુંગસૂરિ રચીત ભક્તામર સ્તોત્ર**

શ્રી ભક્તામર સ્તોત્રના કર્તા શ્રી માનતુગસૂરિને ઉજ્જયનીના ભોજ રાજાની સભામાં ચૌદ વિદ્યાના પ્રવીણ-ષટ્શાસ્ત્રના જાણ, દેવતાની સાંનિધ્યવાળા અને ગર્વિષ્ટ એવા મયુર-બાણ પ્રમુખ પાંચસો પંડીતોની સભામાં કંઈક ચમત્કારી પ્રભાવ બતાવવા પડકાર થતાં, શૈવધર્મની પ્રશંસા અને જૈન ધર્મની નિંદા થતી જોઈ, શાસનની અવહેલના થતી અટકાવવા તેમ જ અદ્‌ભૂત ચમત્કારીક પ્રભાવ

બતાવવા તેમણે (૪૨–૪૮) તાળાવાળી બેડીઓના બંધનમાં રહી, મજબુત પહેરગીરોના પહેરા નીચે સાત તાળાવાળા દરવાજાના ઓરડામાં પુરાઇ, ભક્તામર સ્તોત્રના એકેક કાવ્યની રચના કરતાં એકેક તાળું અને એકેક બેડી આપોઆપ તુટતા ગયા અને સ્તોત્રની રચના પુરી થતાં ઓરડાના દ્વાર અને તેના તાળા સ્વયમેવ ઉઘડી ગયા તે ઉપરથી આવો અપૂર્વ ચમત્કાર જોઇ ભોજ રાજાએ તેમનું બહુમાન કર્યું અને પોતે જૈન શાસનમાં પ્રિતિવાળો થયો.

**શ્રી સિદ્ધસેન દીવાકર રચીત કલ્યાણ મંદીર**

શ્રી કલ્યાણ મંદીર સ્તોત્રના કર્તા શ્રી સિદ્ધસેન દિવાકરે (મુળ નામ શ્રી કુમુદચંદ્ર) પ્રાકૃત સિદ્ધાંતોને સંસ્કૃતમાં રચવાની ભાવના વ્યક્ત કરતાં, તેમના ગુરૂ વૃદ્ધવાદીએ તેમને ગચ્છ બહાર કર્યા; પરંતુ આવા મહાપ્રભાવક પુરૂષને ગચ્છ બહાર મુકવા તે યોગ્ય નહિ એવી શ્રી સંઘની અત્યાગ્રહપૂર્વક વિનંતિ થતાં, તેઓ પ્રાયશ્ચિતરૂપે ૧૮ રાજાઓને પ્રતિબોધી જૈન કરશે તો ગચ્છમાં લઇશું એવુ ગુરૂમહારાજનું ફરમાન થવાથી, તેઓ ઉજ્જયીની પહોંચ્યા અને શ્રી મહાકાળના મંદીરમાં ઉપરોક્ત સ્તોત્રની રચનાનો પ્રારંભ કરતાં તેનો ૧૧ મો શ્લોક બોલતા પૃથ્વીકંપ થયો, ધુમાડો નીકળ્યો અને શિવલીંગ ફાટીને ધરણેંદ્ર સહીત શ્રી પાર્શ્વનાથ ભગવાનની તેજસ્વી પ્રતિમા પ્રગટ થઇ. આચાર્યે સ્તોત્ર સંપૂર્ણ કરીને કહ્યું કે અહીં ભદ્રા શેઠાણીનો પુત્ર અવંતિ સુકુમાર અનશન કરી, કાયોત્સર્ગમા રહી, ચ્યવીને નલિનિગુલ્મ વિમાનને વિષે ગયેલ છે, તે સ્થાને પિતાની યાદગીરીમાં તેના પુત્રે મહાકાળી નામનુ નવીન ચૈત્ય બંધાવી શ્રી પાર્શ્વપ્રભુની પ્રતિષ્ઠા કરી હતી. કેટલેક સમયે મિથ્યાદષ્ટિઓએ તેના ઉપર મહાદેવનું લીંગ પધરાવી પ્રતિમાને ઢાંકી દીધી હતી. તે સાંભળી રાજાએ હર્ષ પામીને મંદીરના ખર્ચ માટે ૧૦૦ ગામ આપ્યા અને પોતે સમ્યકૃત્વ

સ્વીકાર્યું. તે પછી વિક્રમના અનુયાયી બીજા ૧૮ રાજાઓને સિદ્ધસેન-સૂરિએ પ્રતિબોધ્યા. વિક્રમ રાજાએ રંજીત થઇ સૂરિજીને સુખાસન (પાલખી)થી નવાજ્યા એટલે તેમાં બેસીને સૂરિજી રાજસભામાં જવા લાગ્યા. આ બધા પ્રસ્તાવની તેમના ગુરૂને–વૃદ્ધવાદીને જાણ થતાં, સૂરિજીને આરંભમાં મગ્ન થયેલા જાણીને તેમને પ્રતિબોધવા માટે તેઓ ઉજ્જયીની આવ્યા અને ભોઇના વેશમાં સૂરિજીની પાલખી ઉપાડી, વૃદ્ધાવસ્થાને કારણે ધીમે ધીમે ચાલવા લાગ્યા–ત્યારે સૂરિજીએ કહ્યું કે 'ભુરિ-ભારભરાક્રાન્તઃ સ્કંધઃ કિમ્ તવ બાધતિ?' તે ઉપરથી ગુરૂમહારાજે કહ્યું કે 'ન તથા બાધતે સ્કંધો યથા બાધતિ બાધતે.' એ સાંભળી પોતાની ભૂલ જાણી ચમત્કાર પામ્યા અને ભૂલ કાઢનારને પોતાના ગુરૂજી જાણી પાલખીમાંથી ઉતરી નમસ્કાર કર્યા એટલે ગુરૂએ પ્રતિબોધી સંઘમાં લીધા.

**શ્રી નેમિનાથની માતાએ દેવીના ભવમાં રચેલ બૃહત્ શાંતિ**

નવમા સ્મરણ શ્રી બૃહતશાંતિના કર્તા તરીકે ટીકાકાર શ્રી હરિકીર્તિસૂરિએ બાવીશમા શ્રી નેમિનાથ ભગવાનની માતા શિવાદેવીને દેવીપણાની અવસ્થામાં જણાવેલ છે.

ઉપરોક્ત નવ સ્મરણ ઉપરાંત આઠ ગાથાનો શ્રી આત્મરક્ષા નવકાર મંત્ર, શ્રી જિન પંજર સ્તોત્ર, શ્રી ગ્રહશાંતિ સ્તોત્ર, શ્રી પાર્શ્વજિન સ્તોત્ર

**અન્ય સ્તોત્રો, જૈન દર્શનનો ફાળો**

વગેરે અનેક મંત્રગર્ભિત સ્તોત્રોથી જૈન દર્શને, મંત્રયુગના સમયમાં મંત્રગર્ભિત સ્તોત્રો રચવામાં અસાધારણ ફાળો આપ્યાનું જણાય છે તેજ રીતે જૈનેતર દર્શનકારોએ પણ ગાયત્રી મંત્રથી માંડીને તે હજારો મંત્રગર્ભિત સ્તોત્રો-ભજનો–પ્રભાતમાં સ્મરણ કરવા યોગ્ય કાવ્યો–પ્રભાતિયા વગેરેથી સાહીત્યને સમૃદ્ધ કર્યું છે. જે મહાપ્રભાવીક પુરૂષો, સતી સ્ત્રીઓ, ચારિત્રસંપન્ન, જીવન પર્યંતના બ્રહ્મચારીઓના નીરંતર સ્મરણથી સુખ–સમૃદ્ધિમાં વૃદ્ધિ થાય,

**પ્રતિદિન યાદ કરાતાં રાસ-છંદ-પ્રભાતીયા પણ મંત્રોનું સ્થાન શોભાવતા**

દુઃખ-દારિદ્રનો નાશ થાય, વિધ વિધ પ્રકારની આબાદી અને આઝાદી સુલભ થાય અને ટકી રહે-તેમના માંગલિક રાસ, છંદ, સ્વાધ્યાયો (સજ્ઝાયો), પ્રભાતીયા પરમ મંગળકારી અને કલ્યાણકારી જણાતાં-સમાજમાં ઘણા લોકપ્રિય થઇ પડતાં, તેનું પ્રતિદિન પઠન-પાઠન થયે જાય છે. શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ, ગૌતમ સ્વામી, સોળ સતીઓ, શ્રી સ્થુલિભદ્રજી-શ્રી જંબૂ-સ્વામી વગેરે અનેક મહાપુરૂષોના રાસ-છંદ વગેરે તેમાં અગ્રસ્થાન રોકે છે તે બધા ગુણસ્થાન ક્રમારોહની શ્રેણીએ ચડવાની અપેક્ષા રાખતા ભવ્ય અને ખપી જીવને અત્યંત ઉપકારક અને માર્ગદર્શક થઇ પડે છે તેમ જ ઉત્તમોત્તમ આદર્શની ગરજ સારે છે.

ઉપરોક્ત મંત્રો-સ્તોત્રો વગેરેનું સ્મરણ-મનન વિશુદ્ધ ભાવપૂર્વક થવું જોઇએ અને તેના અંતર્ગત રહસ્ય સંબધી ઉંડી વિચારણા કરી,

**કાના-માતરની કે મીંડાની કે અક્ષર માત્રની ન્યુનાધિકતા થઈ જાય તો ઉલટું નુકશાન થાય તેના દાખલા**

પોતાના આચાર અને વિચાર શુદ્ધિ માટે દ્દઢ નિશ્ચય કરી, તેને તાત્કાલીક-વગર વિલંબે અમલમાં મુકવા હાર્દિક તમન્ના ઉપરાંત સતત પ્રયત્ન કરતાં રહેવું જોઇએ. ધ્યાનસ્થ દશામા રહી તેનો જાપ કરતી વખતે અગર તો શબ્દો ઉચ્ચારથી ગુંજન કરતી વખતે, કાના માત્રની કે મીંડા માત્રની વધારા-ઘટાડારૂપ ભુલ થવી જોઇએ નહિ. તેવી ભુલથી, ગડબડ ગોટાળાથી કે દીલ્હી મેલની ઝડપે ગબડાવી જવાથી અગર તો વેઠ ઉતારવા જેવી સ્થિતિ કરી મુકવાથી વિશિષ્ટ ફળપ્રાપ્તિનો પ્રશ્ન તો બાજુ ઉપર રહી જતાં, ઉલટો અર્થનો અનર્થ થઇ જાય છે અને અણધારી ઉપાધિમાં તેમ જ અવનવા પાપબંધનોમાં ફસી જવાય છે એટલે શુદ્ધ મંત્રોચ્ચાર માટે બાહુ સાવચેત રહેવાની જરૂર છે. અન્યુનાધિક અક્ષર બોલવાને બદલે ન્યુનાધિક અક્ષરોચ્ચારથી થતા અનર્થથી પારાવાર નુકશાન થાય છે.

અશોક મહારાજાએ હુકમ લખી મોકલ્યો કે ઇદાનીમધિયતાં કુમારઃ એટલે કે હવે કુમારને ભણાવવો જોઇએ–તેમાં તકસાધુ અપર માતાએ લાગ જોઇને અંજનની સળીને થુંક વડે બીની કરી 'મ'ને માથે બિંદુ કરી દીધું. મહારાજાનો તે હુકમ અયોગ્ય જાણીને સ્થાનીક અધિકારીએ તે કુમારને વંચાવ્યો નહિ તેમ તેનો અમલ કરવાનું વ્યાજબી ધાર્યું નહિ; પરંતુ અકસ્માત તે કુમારના વાંચવામાં આવતાં પિતૃ આજ્ઞા–રાજાની આજ્ઞા, શિરોધાર્ય–માનીને, હાહારવ કરતાં સ્વજનોએ વાર્યા છતાં પણ અગ્નિતપ્ત લોહ સ્લાકાથી પોતાની બંને ચક્ષુઓ ડાંભી દીધી.

શાસ્ત્રકારો બીજો તેવો કીસ્સો આગળ કરતાં જણાવે છે કે કામીક તીર્થના સરોવરના તીરે વજુલ નામનું વૃક્ષ હતું તેની શાખા ઉપર ચડી કોઇ તિર્યંચ એ સરોવરના જળમા પડે તો તે તીર્થના મહિમાથી માનવ થઈ જાય અને જો મનુષ્ય પડે તો દેવ થઈ જાય પરંતુ જો અધિક લોભથી બીજી વાર પડે તો તે પોતાના મુળગા રૂપને પાછું પ્રાપ્ત કરે. આ ઉપરથી વાનર–વાનરીએ કોઇ મનુષ્ય અને તેની સ્ત્રીને તેવા પ્રયોગથી દેવ–દેવીરૂપ થયેલા જોઇને, તેમણે પણ તેવો જ પ્રયોગ કર્યો એટલે તેઓ શ્રેષ્ઠ રૂપવાળા નર–નારી થયા. ત્યારબાદ નર થનાર વાનરે કહ્યું કે ફરી પડીને દેવરૂપ થઈ જઇએ એટલે સ્ત્રીએ તેને બહુ સમજાવ્યો પણ માન્યો નહિ અને લોભવશાત્ તે તો પડ્યો જ એટલે મુળરૂપે પાછો વાનર થઈ ગયો.

ત્રીજો એક દાખલો એવો છે કે એક વિદ્યાધર આકાશગામિની વિદ્યાના મંત્રનો એક અક્ષર ભુલી જવાથી તેનો પ્રયોગ સફળ થતો નથી એમ જાણી શ્રેણીક મહારાજાના મુખ્ય મંત્રી અભયકુમારે તેને કહ્યું કે તમે એકાદ અક્ષર ભુલી ગયા લાગો છો. જો તમે મને તે વિદ્યા આપવા કબુલ કરો તો હું તમને તે અક્ષર બતાવું. વિદ્યાધરે કબુલ કરવાથી, અભયકુમારે પદાનુસારીણી લબ્ધિ(શક્તિ)વડે તે અક્ષર કહી બતાવ્યો તેથી તેની વિદ્યા સફળ થઇ. વળી રોગી કે બાળકને ન્યુનાધિક ઔષધ

કે આહાર નુકશાનકારક થઈ પડે તેમ સૂત્ર કે મંત્ર આશ્રયી પણ સમજવું; એટલે અક્ષર માત્રાદિક હીનાધિક કરતાં અર્થનો અનર્થ થઈ બેસે. સબળ વિશુદ્ધ હૃદયથી, ન્યુનાધિક દોષ ટાળી મંત્રોની સાધના કરવામાં આવે તો–શ્રી દેવચંદ્રજી મહારાજના શ્રી પદ્મપ્રભુજીના સ્તવનમાં કહેવાયું છે કે "લબ્ધિ સિદ્ધિ મંત્રાક્ષરે રે લાલ, ઉપજે સાધક સંગ રે" તેની માફક તે સફળ અને સાર્થક થાય.

ઉપરોક્ત લંબાણપૂર્વકના વિસ્તૃત વિવેચનથી, પ્રસ્તુત મંત્રોનો પ્રભાવશાળી મહિમા હોઈ, તેના જાપ–સ્મરણથી એકાંત પુણ્યબળમાં વૃદ્ધિ થતી રહે તેવી તેમની સ્વયંસિદ્ધ ઉપયોગીતા અને વિવાદરહીત કાર્યસિદ્ધપણાથી તેમનું સાચું સ્વરૂપ અને મહત્વતા યથાર્થ રીતે સમજાય તો જ પરમ સિદ્ધિદાયક અને અનેક મંત્રબીજ ગર્ભિત શ્રી નવકાર મહામંત્રનું ગહન રહસ્ય અને ઉચ્ચતમ સ્થાન બરાબર સમજી શકાય.

**કેવળ નમસ્કાર અને દર્શન માત્રથી થતો અનુપમ લાભ**

શ્રીમાન્ દેવચંદ્રજી શ્રી સંભવજિન સ્તવનમા કથે છે કે "એકવાર પ્રભુ વંદના રે, આગમ રીતે થાય, કારણ સત્યે કાર્યની રે, સિદ્ધિ પ્રતિતિ કરાય." વળી શ્રી શીતલજિન સ્તવનમાં કહે છે કેઃ– "શુદ્ધ આશય સ્થિર પ્રભુ ઉપયોગે, જે સ્મરે તુઝ નામ, અવ્યાબાધ અનંતુ પામે, પરમ અમૃત સુખધામજી" અને તે મતલબનું જ 'સિદ્ધાણં બુદ્ધાણં' સૂત્રની ત્રીજી ગાથામાં પણ કહેવામાં આવ્યું છે કેઃ– 'ઇક્કો વિ નમુક્કારો, જિણવર વસહસ્સ વદ્ધમાણસ્સ। સંસાર સાગરાઓ તારેઈ નરં વા નારિં વા'. તેનો ભાવાર્થ–એક પણ નમસ્કાર જિનવરમાં વૃષભ સમાન (શ્રેષ્ઠ) એવા શ્રી વર્ધમાનસ્વામીને (કરવામાં આવ્યો હોય તે) સંસારસમુદ્રથી પુરૂષ વળી સ્ત્રી વા કૃત્રીમ નપુંસકને તારે છે.

શ્રી વીતરાગદેવના દર્શન માત્રથી હૃદયમાં કેવા કેવા ભાવો સ્ફુરે છે—કેટકેટલી ઉદાત્ત ભાવનાઓ જાગૃત થાય છે અને આવી સ્ફુરણા—જાગૃતિ કેવી રીતે આપણને આત્મ સ્વરૂપની ગહન વિચારણા તરફ ખેંચી જાય, કેવી ખુબીથી આપણને આત્મ તત્ત્વની સાચી ઓળખ અને તેમાં અદ્ભુત રમણતાથી નવાજે છે તેનો યથાર્થ ખ્યાલ શ્રીમાન દેવચંદ્રજીકૃત શ્રી સુવિધિનાથજીના આત્મસ્વરૂપ અંગે પરમબોધદાયક સ્તવનનો બરાબર અભ્યાસ કરવાથી આખા સ્તવનનું ગુંજન અને મનન કરી, વારંવાર તેનું રટણ કરવાથી આવી શકે છે. સ્થળ સંકોચના કારણે આખું સ્તવન અહીં ન ટાંકતાં સ્પષ્ટ નિર્દેશ માટે ફક્ત પહેલી જ ગાથા ટાંકવાનું યોગ્ય ધાર્યું છે.

"દીઠો સુવિધિ જિણંદ, સમાધિ રસે ભર્યો હોલાલ સમાધિ રસે ભર્યો,
ભાસ્યો આત્મ સ્વરૂપ, અનાદિનો વિસર્યો હોલાલ અનાદિનો વિસર્યો;
સકલ વિભાવ ઉપાધિથકી, મન ઓસર્યો હોલાલ થકી મન ઓસર્યો,
સત્તા સાધન માર્ગ ભણી એ સંચર્યો હોલાલ ભણી એ સંચર્યો. દીઠો. ૧"

ઉપરોક્ત કથનના માર્મિક રહસ્યનો ઉંડો વિચાર કરતી વખતે—શ્રી કલ્યાણ મંદીર સ્તોત્રની ૩૮ મી ગાથાનો અર્થ સાથે વિચાર કરીએ તો કંઇક નવો જ પ્રકાશ પડે છે.

"आकर्णितोऽपि महितोऽपि, निरीक्षितोऽपि,
नूनं न चेतसि मया विधृतोऽसि भक्त्या ।
जातोऽस्मि तेन जनबांधव दुःखपात्रं,
यस्मात् क्रियाः प्रतिफलंति न भावशून्याः ॥ ३८ ॥

ભાવાર્થ:—હે જનહીતકારી મેં તમોને (કોઈપણ ભવને વિષે) ત્યા પણ છે,' પૂજ્યા પણ છે અને દીઠા પણ છે પરંતુ ભક્તિ વડે કરીને ચિત્તને વિષે નિશ્ચે ધારણ કરેલા નથી, તે કારણ માટેજ ભાવરહીત ક્રિયાઓ (શ્રવણ-પૂજન-દર્શનાદિ) વિશિષ્ટ ફળ આપતી નથી. આ ઉપરથી સહેલાઈથી સમજી શકાય છે કે નાની મોટી, સુતર કે કઠીન, સામાન્ય કે અસાધારણ, સાંસારિક કે ધાર્મિક હરકોઈ પ્રકારની ક્રિયા કદીપણ નિષ્ફળ જતી નથી

ાવપૂર્વકના ન નમસ્કાર ગેરે વિશિષ્ટ ાદાયી થાય

. તે ખાસ કરીને ધાર્મિક ક્રિયા—એકગણું દાન અને સહસ્ત્રગણું પુણ્ય—ની ક, અવશ્યમેવ વિશિષ્ટ-ઉત્તમોત્તમ ફળ આપનારી તો ત્યારે તે ના વિશુદ્ધભાવ સહીત, પરમ ઉપયોગ અને વિવેકબુદ્ધિપૂર્વક-ત્તા સાથે અસ્ખલિત શ્રદ્ધાપૂર્વક તે માટે અખંડીત રસ ઉપજાવીને-પર લગની લગાવીને કરવામા આવે છે, ત્યારેજ થાય છે. આવી સ્થિતિમા વિશિષ્ટ ફળદાયી ક્રિયા માટે કેટલી કેટલી પૂર્વ તૈયારીની જરૂર છે તેનો આપણે વિમર્શ કરી લેવો રહ્યો. 'મુખમે રામ, બગલમેં છુરી, ભગત ભયા પણ દાનત બુરી' જેવી સ્થિતિ ઘડીભર પણ નિભાવી લેઈ શકાય નહી. ખાલી દેખાવ-દંભ-ઢોંગ, પરવંચના કે આત્મ-વંચના પણ આખરે ઉઘાડા જ પડી જવાના.

કર્મનો સહૃદય કરાર અને પશ્ચાતાપ

ા કાંઠે ધ્યાનસ્થ સ્થિતિમાં બેઠેલા બગલાની સાચી વૃત્તિ તરત જ ડી પડી જાય છે. વળી ધાર્મિક ક્રિયાઓમાં પણ શ્રદ્ધા પણ એવી ા અને અવિચલ જોઈએ કે તેમાં દહીં-દૂધમાં પગ રાખવાનું-ગંગા ગંગાદાસ અને જમના કાંઠે જમનાદાસ બનવાનું-પાલવે નહિ. ષ્ટ ફળની આશા રાખનારાએ બોલી જવા પુરતો જ 'મિચ્છામિ ડં'નો ઉપયોગ કુંભારની માફક ન કરતાં, હૃદયના સાચા ભાવપૂર્વક, ર્મને 'વંદીત્તા' સૂત્રમાં ફરમાવ્યા મુજબ ગુરૂની સમીપે પ્રકાશ કરીને

**માતાને થયેલું કેવળજ્ઞાન**

સ્વારથ સર્યે પછી કોણ માત ને તાત જો-ચેતન ચિંતા પરની શાને તું કરે" વગેરે કથનો યાદ કરવા ઉપરથી અનિત્ય અને અશરણુ વગેરે ભાવનાઓનું યથાર્થ સ્વરૂપ ચલચિત્રોની ઝડપે વિચારમાળામાં આબેહુબ-હુબહુ ખડું થતું દેખાય અને છેવટ કેવળજ્ઞાન પ્રગટ થાય તેવો કોઈ અમૂલ્ય-અકલ્પ્ય સુભાગી સમય તો અત્યંત હળુકર્મી પરમ ભાગ્યશાળી જીવ, પ્રથમ તીર્થંકરની-આદિશ્વર ભગવાનની માતા-મરૂદેવી માતા જેવા બહુ બહુ વિરલા જીવોને જ સાંપડે છે. એ જ રીતે પરમ ધ્યાનસ્થ દશામાં-કાઉસગ્ગ ધ્યાનમાં રહેલા, પ્રસન્નચંદ્ર રાજર્ષિ, મનોગત વિચારધારામાં-પોતાના

**ધ્યનસ્થ દશામાં પ્રસન્નચંદ્ર રાજ-રૂષિએ બાંધેલા અને તોડી નાંખેલા કર્મના દલીયા**

કુંવરની અને રાજ્યની સ્થિતિનો ચિતાર ખડો કરી વિચાર-વિમળમા અટવાતાં-તેમના ઉપર ચઢી આવેલા શત્રુઓનો સંહાર કરવાના નિશ્ચયમાં એટલા બધા મક્કમતાપૂર્વક આગળ વધી જાય છે-ઉંડા ઉતરી જાય છે કે તે જ ક્ષણે મરણ થાય તો સાતમી નરકે જ જવું પડે છતાં પણ આગળ જતાં વિચારધારા એકદમ અણધાર્યો-કંઈક અવનવો જ પલટો લે છે અને કેવળ મનસા વિચાર કરવા માત્રથી બાંધેલ પાપકર્મોના પ્રાયશ્ચિતની ભાવનામા એટલા બધા ઉંડા ઉતરી જાય છે કે સાતમી નરકે જવાના બાંધેલા પાપકર્મનો સમુહ એકદમ નિર્જરા ભાવના ભાવવાથી ક્ષય થઇ જાય છે અને પરિણામની ધારા વિશુદ્ધતર અને વિશુદ્ધતમ થઇ જતાં ક્ષયોપશમ ભાવમાં એટલા બધા ઉંચે ચડી જાય છે કે ત્યાં ને ત્યાં જ-તે જ દશામા કેવળજ્ઞાન પ્રાપ્ત કરી, નિર્વાણ પામે છે. મોક્ષ સાધના માટેની આવી વધતી-ઓછી પૂર્વ તૈયારીવાળા અનેક દ્દષ્ટાંતો શાસ્ત્રકારો બતાવી ગયા છે તે બધાનો આપણે તો વિશુદ્ધ હૃદયથી સદ્‌ઉપયોગ જ કરવાનો રહે છે અને તે માટે વીતરાગ પરમાત્માનું પરમ આલંબન મેળવી, ઉલ્લાસ ભાવથી આપણા આત્માની તમામ શક્તિઓ અને સઘળું વીર્ય-પુરુષાર્થથી ફોરવવાના રહે છે.

**રત્નત્રયીની પ્રાપ્તિ માટેના અસંખ્ય સાધનો**

ઐહિક–આમુષ્મિક લાભ માત્રથી, આલોક કે પરલોકના સુખની પ્રાપ્તિ માત્રથી તૃપ્તિ કે સંતોષ નહિ માની લેતાં, મોક્ષસુખની પ્રાપ્તિને જ આપણું પરમ ધ્યેય–લક્ષ્યબિંદુ રાખી તેના તરફના પ્રયાણમાર્ગમાં આપણને અવિરત સહાય અને ઉત્કટ મદદ મળતા રહે, સાચું માર્ગદર્શન થતું રહે, દિન પ્રતિદિન મન–વચન અને કાયાનું વિશુદ્ધિકરણ વધતું જાય, સાચા દેવ, ગુરૂ અને ધર્મમાં શ્રદ્ધા બળવાન થતાં સમ્યગ્દર્શન, જ્ઞાન અને ચારિત્રરૂપ રત્નત્રયીની પ્રાપ્તિ થાય, તેવા હજારો–લાખો બલ્કે અસંખ્ય સાધનો, મંત્રો–સ્મરણો–ભજનો–કીર્તનોના રૂપમાં તેમ જ બીજા વિવિધ ધાર્મિક અનુષ્ઠાનોના રૂપમાં, પૂર્વે થઇ ગએલા મહાન્ પ્રભાવીક પુરૂષો કેવળ હીતબુદ્ધિથી, પરોપકારાર્થે, જન સમાજના કલ્યાણાર્થે–લોક સંગ્રહાર્થે મુકતા ગયા છે. તેનો લાભ લેવાને બદલે આપણે લેશ માત્ર પ્રમાદ, આળસ, બેપરવાઇ કે મોહાધદશામાંથી ઉદ્ભવતી નબળાઇઓ અને ત્રુટીઓ વગેરેમા ફસાઇ પડીએ તો પછી શ્રી વીરભગવાનના અનુયાયી તરીકે આપણે કઇ રીતે ગૌરવ લઇ શકીએ.

**જૈન શાસન પ્રત્યેની રસવૃત્તિ કેળવવાથી જ મનુષ્યજન્મની સાર્થકતા**

વિશ્વબંધુત્વની ઉદાત ભાવનામાંથી ઉદ્ભવતી–પુષ્ટિ મેળવતી, 'સવિ-જીવ કરૂં શાસનરસી'ની શ્રી વીર પરમાત્માની પ્રેરણાને સાચા રૂપમાં બરાબર ન ઝીલી શકીએ, 'શાસન દીઠું ને વળી લાગ્યું મીઠું રે' એવા હૃદયના તરવરાટપૂર્વકના ઉદ્ગાર સાથે 'પ્રભુ તુજ શાસન અતિ ભલું, માને સુરનર રાણો રે' એવી યથાર્થ સમજણ અને ભાવ પૂર્વક, 'જૈન શાસન' પ્રત્યેની આપણા હૃદયની ઉંડી લાગણીપૂર્વકની આપણી રસવૃત્તિ કેળવી ન શકીએ તો પછી દશ દષ્ટાંતે દુર્લભ એવો આ મનુષ્યભવ વૃથા ગુમાવ્યા જેવું જ થાય અને પસ્તાવાનો પાર ન રહે.

**ત્રીજા વિશ્વયુદ્ધના સ્વપ્ન સેવતા યુદ્ધવાંછુઓના પ્રયાસ વિરુદ્ધ વિશ્વશાંતિ માટે અપીલ**

ઉપરોક્ત પ્રકારના હજારો અને લાખો ગમે મંત્રો વગેરેનો પ્રભાવ–મહિમા–ચમત્કાર તેનાથી થતી ફળપ્રાપ્તિ, ઇષ્ટસિધ્ધિ, લક્ષ્મીદેવીની કૃપા, દુઃખ દર્દોનો નાશ વગેરે માટે જેટલું લખીએ તેટલું ઓછું જ છે. મંત્રયુગના જમાના ઉપર ઘણે અંશે સરસાઈ ભોગવતા, આ જ્ઞાન યુગ અને વિજ્ઞાન યુગના જમાનામાં વિજ્ઞાનશાસ્ત્ર એટલું બધું આગળ વધ્યું છે અને તેની સિદ્ધિઓ પણ એટલી બધી કલ્પનાતીત અને હેરત પમાડનારી નીવડી છે કે મંત્ર–જંત્ર તો શું બલ્કે, હાલમાં શુન્યચિત્તે અને કેવળ પરંપરાથી થતા ધાર્મિક વિધિ–વિધાન અને અનુષ્ઠાનો પણ અમુક દૃષ્ટિએ–તાત્કાલીક ફળપ્રાપ્તિની દૃષ્ટિએ કેવળ ઉપલક નજરે તેની પાસે વામણાંજ જણાય. પ્રખર નિષ્ણાત અને વિશારદ વિજ્ઞાનશાસ્ત્રીઓની દેખરેખ નીચે ખ્રિસ્ત યુગની આ વિસમી સદીમા ત્રીજા વિશ્વયુદ્ધની જોરશોરથી આગાહી કરી પોતાના દેશને પ્રબળ સહાયક અને વિનાશકારક શસ્ત્રાસ્ત્રોથી સુસજ્જિત કરવા માટેના તેમ જ તેના ઉપયોગ માટેના સાધનોમાં અને સામગ્રીમાં હદપાર વધારો કરવા માટે, લડાઇથી જ પોતાના અંગત લાભ, સમસ્ત દુનિયાભરની પ્રજાના હીસાબે અને જોખમે, ઘણી સારી રીતે જળવાઇ રહેશે અને દ્રવ્ય પ્રાપ્તિમાં અનહદ વધારો થશે એવી દૃઢ માન્યતા અને કલ્પનાથી, અનર્ગળ ધનથી–દ્રવ્યથી પ્રાપ્ત થતાં વિલાસ અને વૈભવમાં આળોટતા લક્ષ્મીનંદનો અને યુદ્ધવાંછુઓ ( Leading Capitalists and war-mongers ) તરફથી પોતપોતાના દેશના પ્રમુખ સત્તાધીશોને આગ્રહ થતાં રાજ્યની મદદથી લાખો અને કરોડોના ખર્ચે લશ્કરી ખર્ચોમાં વધારો કર્યે જવા ઉપરાંત એટમ બોમ્બ અને હાઇડ્રોજન બોમ્બની બનાવટ અને તેના પ્રયોગો પાછળ કરોડોનો ખર્ચ કર્યા પછી હવે કંઇક સુભાગી પળે કોઇ કોઇ આગેવાન વિજ્ઞાનશાસ્ત્રીઓ અને

નિષ્ણાત વૈજ્ઞાનિકોને મોડે મોડે પણ વિશ્વબંધુત્વની ભાવનાનો અને વિશ્વશાંતિની જ જરૂરીયાતનો એકાએક સાચો ખ્યાલ આવતાં, દૂનિયા-ભરમાં સુલેહ શાંતિ અને વિશ્વશાંતિ જળવાઇ રહે તેમજ એક યા બીજા બહાને પ્રબળ શક્તિશાળી પ્રજા, અજ્ઞાન દશામાં સબડતી-સાધન-હીન, પીડીત અને પારાવાર મુશ્કેલીઓમાંથી મહામુશીબતે પોતાનો રસ્તો કાઢતી, શોષાએલી પ્રજાઓનું, વધારે લોહી ચુસતી બંધ થાય અને વિજ્ઞાનશાસ્ત્રીઓ સંહારક પ્રયોગો સંકેલી લઇ, કેવળ રચનાત્મક અને પ્રજાની આબાદીવર્ધક પ્રયોગો પાછળ કમર કસે-પોતાની તમામ વિશિષ્ટ શક્તિઓનો ઉપયોગ કરે અને World-peace દૂનિયાભરમાં સુલેહ-શાંતિ અને વિશ્વશાંતિ કાયમને માટે સ્થપાય અને જળવાઇ રહે તે રીતે-ખુદ પ્રખર વિજ્ઞાનશાસ્ત્રીઓએ જ લાખો આગેવાનોની સહી-વાળી એક એવી અપીલ બહાર પાડી છે તેમજ યુનોના મુખ્ય મંત્રી ટ્રીગ્વીલી પણ તે માટે ભારે જહેમત ઉઠાવી રહ્યા છે તેને કંઇક સુખદ અને સંતોષકારક ઘટના ગણી શકાય.

**આશય ભાવથી સંત-મહાત્મા પાછળ ભમતા મનુષ્યોના ઉનરા-વાના કીસ્સા**

આવા આગળ વધતા વૈજ્ઞાનિક યુગના જમાનામાં પણ દેખાવથી તો પરમ શ્રદ્ધાળુ અને સરળ હૃદયના પણ કંઇક સ્વાર્થનિષ્ઠ હજારો મનુષ્યો મળી આવવા સંભવ છે કે જેઓ એવી જ કંઇક ભાવના ધરાવતા હોય છે કે કોઇ ઉગ્ર તપસ્વી, બાળબ્રહ્મચારી, ક્રિયાનિષ્ટ અને મંત્ર-જંત્રકુશળ પુરૂષની સેવા અને પરિચર્યા કરવાથી, તેઓ માથે હાથ મુકે અગર કંઇ મંત્ર-જંત્ર બતાવે યા તો દૂગા કે ચોગાનો આગાહી કરી બતાવે એટલે પોતે વિના પરિશ્રમે-પરસેવો ઉતાર્યા સિવાય, ધન લાભ-પુત્ર લાભ કે અન્ય કોઇ પ્રકારની ઇષ્ટસિદ્ધિ મેળવી શકે. આજની [illegible]ામાં આવા લોભી અને લાલચુ મનુષ્યોનો તોટો નથી અને તેઓ એવા કોઈ કહેવાતા સંત-મહાત્માની શોધમાં જ હોય છે. "દૂનિયા તો

ઝુકતી હૈ-ઝુકાનેવાલા ચાહીએ" એ ધોરણે ઉપરોક્ત માનસ ધરાવતા મનુષ્યો કોઇ કોઈ વખત લોભ-લાલચ વશાત્ એવા કોઈ ધુર્તોના પંજામાં ફસાઇ જાય છે કે-'લોભીયા હોય ત્યાં ધુતારા ભૂખે ન મરે' એ કહેવત સાર્થક કરતા કીસ્સાઓ જ્યારે બહાર આવે છે ત્યારે આપણે તેવા લાચાર ભાઈઓની દયા ખાવાની જ રહે છે. વશીકરણનો કીમીયો કે નોટો બેવડી બનાવી લેવાનો કીસ્સો કે સુવર્ણસિદ્ધિની કરામત કે તેવા બીજા અનેક પ્રકારની ઠગાઇ અને છેતરપીંડીના ભોગ બનેલાઓના કીસ્સા બહાર આવે છે ત્યારે તેમને 'મા મને કોઠીમાંથી કાઢ' જેવા પોકારો પાડવા પડે છે-તેઓ પૈસા અને આબરૂ બંને ગુમાવે છે અને તેમને પસ્તાવાનું જીવનભર રહે છે. 'ચમત્કાર વગર નમસ્કાર નહીં' એ સૂત્ર ખ્યાલમાં રાખી ઠગ ભકતો અને ધુતારાઓ શરૂઆતમાં તો યુક્તિ-પ્રયુક્તિથી, વાક્‌ચાતુર્યથી કે હાથ-ચાલાકીના વિધ વિધ પ્રયોગોથી ભોળા મનુષ્યોનો વિશ્વાસ સહેજે મેળવી શકે છે અને છેવટે તેમને એવા સીસામાં ઉતારે છે કે-એવી જ કંઇક જાળમાં ફસાવી પાડે છે કે આખરે તેમને પોતાની મુર્ખાઇ અને ભોળપણ માટે પેટ ભરીને પસ્તાવાનું જ રહે છે.

આવા સંયોગો વચ્ચે 'ન્યાયસંપન્ન વિભવ' અને યોગ્ય પરિશ્રમથી-પરસેવો ઉતારીને થતી ધનપ્રાપ્તિ એ જ સાચો રાહ અને ખરો રાજમાર્ગ થઇ પડે છે. માથે હાથ મુકાવાથી, નસીબની આડે રહેલું પાંદડું એકદમ ખસી જાય એવુ માનનારાઓનો તેમ જ આ મંત્ર યુગ અને વિજ્ઞાન યુગના જમાનામાં, જંતર-મંતર એ બધું ધતીંગ જ છે એવું માનનારાઓનો પણ તોટો નથી પરંતુ આપણે તો તેમાંથી કંઇક વચલો માર્ગ જ કાઢવાનો રહે છે. કેવળ નસીબ આડે રહેલું પાંદડું ખસી જાય એવા ભરૂસે રહી પ્રમાદ દશામાં રહી, ઉદ્યોગ અને ઉદ્યમ માટે જોઈતા પરિશ્રમ અને પુરૂષાર્થથી વંચીત રહેવામાં તો કેવળ મુર્ખાઓની દશામાં જ ઝુલવા જેવું છે.

**મંત્ર-તંત્રમાં શ્રદ્ધા ધરાવનારે પણ ઉદ્યોગ અને ઉદ્યમને તજવા નહી**

મંતર-જંતરનો-ૐ, હ્રીં, શ્રીં, અર્હ વગેરે મંત્રબીજોનો અને મંત્રાક્ષરોનો પ્રભાવ. તેમ જ પ્રણવમંત્રનો પ્રભાવ અને મહાત્મ્ય કંઈક ઓર જ છે અને તેની સાફલ્યતા અને સાર્થકતાનું પ્રમાણ, દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ વગેરેની શુદ્ધિ અને યોગ્યતા ઉપર ખાસ કરીને આધાર રાખે છે; પરંતુ તે સાથે 'ઉદ્યોગીનં પુરૂષસિંહમ્ સમુપૈતિ લક્ષ્મી' એ સૂત્રને કદી વિસારે પાડવા જેવું નથી. પોતા પ્રત્યેની, કુટુંબ પ્રત્યેની અને સમાજ પ્રત્યેની ફરજો અને જવાબદારીઓ વિવેકપૂર્વક અદા કરવા માટે ઉદ્યમ અને પુરૂષાર્થને કદી પણ બાજુ ઉપર મુકવા જેવા નથી. મંતર-જંતરના સાચા-નિર્દંભી સાધકોની અનુકુળ સહાય મળી જવી તેમાં પણ પૂર્વના પરિશ્રમ અને વર્તમાનકાલીન ઉદ્યમશીલતા જરૂરના છે.

આ રીતે અત્યાર સુધી આપણે જે મંત્રો-સ્તોત્રો વગેરેના પ્રભાવ અને ફલાદેશ-મહિમા વગેરે બાબતમા ચર્ચા-વિચારણા કરી રહ્યા છીએ તે સર્વ મંત્રોમાં શીરોમણી સ્થાન ભોગવતા, પ્રસ્તુત નવકાર મહામંત્રની ચર્ચા-વિચારણા હાથ ધરતાં કહી શકાય કે મહામંત્ર તરફિના તેના સ્થાન માટે નિષ્ણાત અને સિદ્ધહસ્ત લેખકો તો ઘણું ઘણું આગળ કરી શકે તેમ છે. પ્રતિકુળ સમય અને વાતાવરણના પ્રભાવે ઘણા સાહીત્યનો વિનાશ થવા છતાં પણ પ્રાચીન મહા પ્રભાવીક પુરૂષોથી તૈયાર થયેલ સાહીત્ય, અર્વાચીન વિદ્વાન-ઉદ્યમશીલ-નિષ્ણાત-બાહોશ સંશોધકો અને પ્રચારકોના પ્રતાપે જેટલું સુલભ્ય થઈ શક્યું છે તેટલાથી પણ ગૌરવ લેવા જેવું છે.

આધુનિક સમયને અનુલક્ષીને, વિદ્વાન લેખક અને પ્રખર વક્તા તેમજ પ્રવચનકાર તરીકે સુપ્રસિદ્ધ થયેલા મુનિરાજશ્રી ભદ્રંકર વિજયજીએ ખાસ પરિશ્રમ લઈ, ૪૦૦ પાનાનું શ્રી 'નમસ્કાર મહામંત્ર' નામનું

પુસ્તક તૈયાર કરી પ્રસિદ્ધ કરાવેલ છે તે આખું આ વિષયમાં રસ ધરાવતા ભાઇઓને વાંચી જવા માટે–મનનપૂર્વક વાંચી જવા માટે ખાસ ભલામણ કરવામાં આવે છે. સ્થળ સંકોચના કારણે તેમ જ શાસ્ત્રસંમત મૌલીક વિચારણાયી લખાતા આ નિબંધમાં તો ફક્ત નીચે મુજબના તેમના કથનો અને વિચારો સંક્ષિપ્તમાં સાભાર ઉધ્ધૃત કરવામાં આવે છે.

તે કથનો અને, વિચારો શાસ્ત્રીય રીતે પરમ માર્ગદર્શક હોવાથી શાંત ચીત્તે મનન કરવા યોગ્ય છે. તે કંઈક નવો જ પ્રકાશ પાડે છે.

"શ્રી મહાનિશીથ નામના શ્રુત સ્કંધની અંદર પદાનુસારી લબ્ધિને ધારણ કરનારા દશ પૂર્વધર ભગવાન શ્રી વજ્રસ્વામીજીએ શ્રી પંચમંગળ મહાશ્રુત સ્કંધ ને અડસઠ અક્ષર અને નવ પદાત્મક વર્ણવેલો છે. શ્રી મહાનિશીથ સૂત્ર, શ્રી જિનમતમાં સમસ્ત પ્રવચનના પરમ સારભૂત તથા અતિશયવાળા મહાન અર્થોથી ભરેલું છે. શ્રી મહાનિશીથ સૂત્રને ભગવાન શ્રી હરિભદ્રસૂરિજીએ સ્વયં સ્વમતિ અનુસાર શોધીને લખેલું છે.

**નવકારરૂપ મહાશ્રુત સ્કંધના અનુબંધ ચતુષ્ટય**

સર્વ શાસ્ત્રોની આદિમાં મંગળ, અભિધેય, સંબંધ અને પ્રયોજન એ ચાર વસ્તુ બતાવવામા આવે છે. એ ચારને 'અનુબંધ ચતુષ્ટય' કહેવામાં આવે છે. × × શ્રી નવકારને મહાશ્રુત સ્કંધ (મહાશાસ્ત્ર) તરીકે સંબોધેલ છે, તેથા તેમાં પણ અનુબંધ ચતુષ્ટય હોવા અનિવાર્ય છે. × × ઉપલક્ષણથી કે શિષ્ટજન પ્રામાણ્યથી 'નવકાર'માં 'અનુબંધ ચતુષ્ટય' ગર્ભિત રીતે રહેલા છે. × × (છેલ્લા ચાર પદોમાંના) પ્રથમ બે પદમાં નવકારનું પ્રયોજન અને છેલ્લાં બે પદોમાં તેનું ફળ બતાવેલ છે. (આ રીતે) નવકાર મંત્ર મહા પ્રયોજન અને મહા ફળને સાધનારો છે કારણ કે–તેનાથી સર્વ પાપોનો નાશ થાય છે તથા તે સર્વ

મંગળોમાં શ્રેષ્ઠ મંગળ જે આત્મલાભ (શુદ્ધ આત્મસ્વરૂપનો લાભ) તેની પ્રાપ્તિ કરાવે છે.

આ અડસઠ અક્ષરો, નવ પદો અને આઠ સંપદાઓવાળા નાનામાં નાના શાસ્ત્ર અને મંત્રને મહાશાસ્ત્ર અને મહામંત્ર કહેવામાં આવે છે કારણ કે તેમાં અચિન્ત્ય શક્તિ સંગ્રહીત થયેલી છે. આ વાત આગમ, યુક્તિ, અનુભવ અને ઇતિહાસથી સિદ્ધ થઈ શકે તેમ છે.

**નવ પદોની અચિન્ત્ય શક્તિ**

અક્ષરો–પદો–વાક્યો પૌદ્ગલીક અને જડ હોવા છતાં ચૈતન્ય અને જ્ઞાનના અદ્વિતીય વાહન છે. શબ્દ ને અર્થની સાથે જેમ સંબંધ છે તેમ ચેતન–આત્માના જ્ઞાન અને ભાવની સાથે પણ સબંધ છે. જેવો શબ્દ તેવું જ્ઞાન અને જેવો શબ્દ તેવો જ ભાવ થતો આત્મામાં પ્રત્યક્ષ અનુભવાય છે. × 'નવકાર મંત્ર'ના અડસઠ અક્ષરો અને તેના સંયોગરૂપ નવ પદોથી વાચ્ય અર્થોની યોગ્યતા ઘણી ઉંચી છે–સર્વશ્રેષ્ઠ છે. આત્માના ભાવોને હલાવી નાંખવા માટે, અશુદ્ધ ભાવોને ટાળી, શુદ્ધ ભાવો પ્રગટાવવા માટે નવકારના અડસઠ અક્ષરોને અડસઠ તીર્થો, અડસઠ રત્નો કે તેવી જ બીજી લૌકીક વસ્તુઓની ઉપમા ઓછી પડે છે.

**અંતિમ તાત્પર્ય**

સર્વ લોકોત્તર મંત્રો કે લોકોત્તર શાસ્ત્રોનું અંતીમ તાત્પર્ય મોહ નાશ કરવાનું હોય છે. એ કાર્ય જેટલી સહેલાઇથી અને ઝડપથી 'નવકાર'દ્વારા સિદ્ધ થાય છે તેટલું બીજા કશાથી કોઈ શાસ્ત્રોથી પણ થવું શક્ય નથી. શાસ્ત્રકારોએ 'નવકાર'નું જે અપૂર્વરૂપ અને મહાત્મ્ય વર્ણવ્યું છે તે ભાવ નમસ્કારને અંગે છે. નમસ્કારનું દ્રવ્ય (વ્યવહાર,) સ્વરૂપ અને ભાવ (નિશ્ચય) સ્વરૂપ બન્ને બરાબર સમજી લેવા જોઈએ. નિશ્ચય એ

**પહેલા બે પદોથી પરમાર્થથી નવકાર એ પોતાનો આત્મા જ.**

પરમાર્થ છે, વ્યવહાર તેનું સાધન છે. બેમાંથી કોઈની પણ ઉપેક્ષા, મુખ્ય વસ્તુની ઉપેક્ષામાં જ પરિણમે છે. તેથી બંને તરફ આદરભાવ જોઈએ. પારમાર્થિક સ્વરૂપ કહો કે નિશ્ચય સ્વરૂપ કહો બંને એક જ વાત છે. પરમાર્થથી 'નવકાર' એ પોતાનો આત્મા જ છે, કારણ કે તેના પ્રથમ બે પદમાં આત્માનું શુદ્ધ સ્વરૂપ કેવું હોય તેનું વર્ણન કરવામાં આવ્યું છે. અરિહંત અને સિદ્ધ એ આત્માનું જ શુદ્ધ સ્વરૂપ છે.

**પછીના ત્રણ પદોમાં આત્માના શુદ્ધ સ્વરૂપની પ્રાપ્તિ-સંવર-નિર્જરાદ્વારા બતાવી છે.**

પછીના ત્રણ પદમાં શુદ્ધ સ્વરૂપની પ્રાપ્તિના ઉપાયનું વર્ણન કર્યું છે. શુદ્ધ સ્વરૂપની પ્રાપ્તિનો ઉપાય સંવર અને નિર્જરા છે. આચાર્ય, ઉપાધ્યાય અને સાધુઓ સંવર-નિર્જરાદ્વારા આત્માના શુદ્ધ વીતરાગ સ્વરૂપની પ્રાપ્તિને માટે નિરંતર પ્રયત્નશીલ હોય છે. વ્યક્તિ તરફ લક્ષ્ય નહિ આપતાં, સંવર અને નિર્જરારૂપ તેમની સાધના તરફ લક્ષ્ય આપીએ, તો એ ત્રણ પદમાં સંવર અને નિર્જરાનું સ્વરૂપ બતાવ્યું છે એમ કહી શકાય.

નમસ્કાર કરનારો જીવ આત્માના શુદ્ધ સ્વરૂપનો તથા તેની પ્રાપ્તિના ઉપાયરૂપ સંવર અને નિર્જરા તત્ત્વનો આદર કરે છે અને તે દ્વારા એ પોતાના તમામ પાપોનો નાશ કરે છે, તે વાત છઠ્ઠા અને સાતમા પદથી વ્યક્ત થાય છે તથા પોતે પણ ક્રમે કરીને તે જ ઉપાયથી પોતાનું શુદ્ધ સ્વરૂપ પ્રગટ કરી, તમામ કાષાયિક ભાવોના દુઃખથી બચી, (આત્મ) સ્વરૂપ અને તેનો આનંદ અનુભવે છે, માટે તેને સૌથી પ્રથમ મંગળ ગણવામાં આવે છે, એ વાત આઠમા તથા નવમા પદથી પ્રગટ થાય છે.

એ રીતે વસ્તુતઃ આ નવકારમાં સ્વ આત્માની જ પાંચ પર્યાયો એટલે અવસ્થાઓનું વર્ણન કરવામાં આવ્યું છે. આપણો આત્મા જ

**પોતાના આત્માને જ અરિહંત સ્વરૂપ જાણવાથી મોહ નાશ પામે છે.**

અરિહંત સ્વરૂપ, સિદ્ધ સ્વરૂપ, આચાર્ય સ્વરૂપ, ઉપાધ્યાય સ્વરૂપ તથા સાધુ સ્વરૂપ છે. શ્રી યશોવિજયજીએ શ્રીપાલના રાસમાં આ સિદ્ધાંત પ્રતિપાદન કરતાં કહ્યું છે કે, "અરિહંત પદ ધ્યાતો થકો, દવ્વહ ગુણ પજ્જાય રે, ભેદ છેદ કરી આત્મા, અરિહંતરૂપી થાય રે–વીરજિનેશ્વર ઉપદિશે

**आत्मानमात्मना वेत्ति, मोहत्यागाद्यदात्मनि, तदेव तस्य चारित्रं, तज्ज्ञानं तच्चदर्शनम्** જે અરિહંતને દ્રવ્ય, ગુણ, પર્યાય વડે જાણે છે, તે પોતાના આત્માને જાણે છે અને તેથી ખરેખર તેનો મોહ નાશ પામે છે. શુદ્ધ આત્મ સ્વરૂપની યથાર્થ સમજણ થવાથી પુદ્ગલમાં (દેહમાં) આત્મપણાની મિથ્યા ભ્રાંતિરૂપ અનાદિનો મિથ્યા મોહ આપોઆપ નાશ પામે છે.

**નિશ્ચય રત્નત્રયી**

પોતાનો આત્મા અરિહંત સ્વરૂપ જ છે એવો ખ્યાલ દૃઢ થતાં જ, પરથી ભીન્ન પોતાના આત્મ સ્વભાવની યથાર્થ શ્રદ્ધા દૃઢ થાય છે અને યથાર્થ અને શુદ્ધ શ્રદ્ધાથી મોહ નાશ પામે છે. પોતાના શુધ્ધ આત્મ દ્રવ્યમાં, પોતાના શુધ્ધ જ્ઞાન, દર્શન ચારિત્રાદિ ગુણોમાં તથા પોતાના શુધ્ધ અર્થ અને વ્યંજનાદિ પર્યાયોમાં ચર્યા અથવા પરિણતિ એ જ શ્રેષ્ઠ છે. સ્વ આત્માની વિશુધ્ધ અવસ્થાઓનો આદર, ઓળખાણ અને આચરણ એ જ નિશ્ચય–રત્નત્રયી."

જિનેશ્વરો અને સિદ્ધો, (વીતરાગ હોવા છતાં પણ) પૂજાનું ફળ આપે છે એવી માન્યતા જૈન દર્શનની નથી. સર્વ જીવોને સ્વર્ગ

**વીતરાગ દેવોની પુજા–ભક્તિનું સ્વ**

નરકાદિ કે સુખ દુખાદિ ફળ સ્વકૃત પુણ્ય–પાપના બળે જ થાય છે. પુણ્ય-પાપ યાને ધર્મ–અધર્મ એ અપેક્ષાએ જ્ઞાનાદિકની જેમ આત્માના ગુણો છે– તે કોઈને આપી શકાય કે લઈ શકાય તેવા નથી. સુખ–દુખાદિ સ્વકૃત કર્મના ઉદયથી જ પ્રાપ્ત

થાય છે. બીજા દાતા તો તેમાં નિમિત્ત માત્ર છે. નિશ્ચયથી કોઇને કોઇ દાતા પણ નથી અને અપહર્તા પણ નથી. સુખ-દુખાદિનો અંતરંગ હેતુ કર્મ જ છે. શરીર એ બાહ્ય હેતુ છે, શબ્દાદિ વિષયો એ એથી પણ વધારે બાહ્ય હેતુઓ છે. અને તેને આપનાર-લેનાર, દાતા-અપહર્તાદિ તો અતિશય બાહ્યતર હેતુઓ છે; માટે જ નિશ્ચયથી કર્મ સિવાય સુખ દુઃખનો દાતાર અન્ય કોઈ જ નથી. શરીર, વિષયો અને તેના આપનાર-લેનાર સુખ-દુઃખના નિમિત્તો માનેલા છે. વસ્તુતઃ દાન દેનાર કે હરણ કરનાર આત્મા પોતાના અનુગ્રહ-ઉપઘાનરૂપ પરિણામથી જ સ્વયં ફળ પામે છે. તેવી જ રીતે જિનેશ્વરની પૂજાનું ફળ પૂજકના પોતાના પરિણામથી જ સ્વયં પ્રાપ્ત થાય છે.

શ્રી જિનેશ્વરની પૂજા, પૂજકના જ ચિત્તની પ્રસન્નતા માટે છે. પૂજ્ય તો કેવળ આલંબનરૂપ જ છે અને આવા આલંબનો શુભ પરિણામના જનક છે અને તેથી ધર્મ થાય છે.

**પૂજા-પૂજકના જ ચિત્તની પ્રસન્નતા માટે છે-પૂજ્ય તો કેવળઆલંબનરૂપ**

કર્મબંધનની શરૂઆત તો ચિંત્વન માત્રથી જ પગભર થાય છે. શુભ યા અશુભ કાર્યોનું ચિત્તમાં ચિંત્વન કરવા માત્રથી, જે જે વ્યક્તિ વિષયક શુભ યા અશુભ ચિન્તવન થયું હોય-તે તે વ્યક્તિને કુપીત કે પ્રસન્ન થવાનો પ્રસંગ બનતો નથી છતાં પણ હિંસાદિ ચિન્તવનારને અધર્મ અને દયાદિ ચિન્તવનારને ધર્મ થાય છે. તેથી જ રીતે પૂજક, પૂજ્ય ઉપર ઉપકાર કરવા કંઇ પૂજા કે તેનું ચિન્તવન કરતો નથી છતાં પણ પૂજાનો સંકલ્પ સુદ્ધાંત, બ્રહ્મચર્યાદિકની જેમ શુભ ક્રિયા અને શુભ પરિણામની વૃદ્ધિનો હેતુ છે, તેથી તે અવશ્યમેવ ફળદાયી છે કારણ કે તે સ્વયમેવ ધર્મનું-પુણ્યનું કારણ બને છે. પૂજ્યવડે પૂજાનું ગ્રહણ થાય તો જ ધર્મ થાય એવો કંઇ નિયમ નથી. પરંતુ પૂજ્યની પૂજાથી થતી પરિણામ વિશુદ્ધિથી જ ધર્મ થાય છે. જિનેશ્વરની પૂજાથી પરિણામની વિશુદ્ધિ થવા ઉપરાંત શ્રદ્ધા-સમ-સંવેગની પણ વૃદ્ધિ થાય છે.

નમસ્કાર મહામંત્રના આરાધનનો પ્રારંભ સામાન્ય રીતે જાપ કે સ્મરણથી થાય છે. આવા જાપ-સ્મરણ ધીમે ધીમે આપણા આત્માના વિકાસક્રમ અનુસાર આપણને પંચ પરમેષ્ઠિના ધ્યાનની તલ્લીનતા તરફ દોરી જાય છે પરંતુ ક્રમશઃ કંઈક ઉન્નત દશા પ્રાપ્ત કરતાં પહેલાં પણ જાપ-સ્મરણનો અભ્યાસ-વધની જતી Practice પણ લાભદાયી થઈ પડે છે. જડ વસ્તુ, કોપ પ્રસાદ રહીત હોય તો પણ પોતપોતાના ગુણ સ્વભાવ પ્રમાણે ફળ આપનારી થઈ પડે છે.

**કેવળ જાપ-સ્મરણથી થતા મંત્રાક્ષરોનો શબ્દ-ગુંજનનો પ્રભાવ**

અન્નપાનાદિ ક્ષુધા તથા તૃષાની પીડા દૂર કરે છે. અમૃત-વિષ, કનક-પાષાણ, મણિ-કાચ આદિ વસ્તુઓ અનુગ્રહ અને ઉપઘાત માટે થાય છે. તેમ નવકારના પદો મંત્રગર્ભિત હોવાથી તે તે પદોના ઉચ્ચાર માત્રથી-ગુંજનથી, હૃદયાંતર્ગત જાપ-સ્મરણથી હવામાં, જડ-પૌદ્‌ગલીક વસ્તુઓની પણ અચિંત્ય શક્તિ (હાલના વૈજ્ઞાનિકોની ઉંચતમ કક્ષાએ પહોંચેલી શોધખોળોથી નિષ્પન્ન થતા સિદ્ધાંત મુજબ પણ) હોવાથી, કંઈક એવું વાતાવરણ આપણી આજુબાજુ જમા થાય છે કે જેથી આપણા પરિણામની શુદ્ધિમાં વૃદ્ધિ થાય છે. તાનસેન જેવા ઉંચ કોટીના સંગીત નિષ્ણાતો અમુક તાલ-સુર સાથેના રાગ-રાગણીઓ દીપક પ્રગટાવી શકતા તેમ જ વરસાદ લાવી શકતા-એવી ઘટનાઓને યાદ કરીએ છીએ-સંગીતશાસ્ત્રમાં રાગ-રાગણીઓના વિધ-વિધ ચિત્રમય સ્વરૂપો અને શક્તિઓનો જે ઉલ્લેખ કરવામાં આવેલ છે તેનો કંઈક ખ્યાલ કરીએ છીએ તેમ જ વિદ્વાનો 'શબ્દ'ને 'શબ્દ બ્રહ્મ' તરીકે ઓળખાવે છે તેનો જ્યારે વિચાર કરીએ છીએ ત્યારે જ મંત્ર-ગર્ભિત અક્ષરો-શબ્દો અને પદોની અચિન્ત્ય શક્તિઓ અને તેના મહિમાનો આપણને સાચો ખ્યાલ આવે છે અને આપણા પોતાના ક્ષયોપશમ પ્રમાણે તેની તરતમતા સમજાય છે એટલું જ નહિ પરંતુ મહામંત્રના આરાધનમાં આપણી શ્રદ્ધા, રૂચિ-રસ વધતા જાય છે.

આરાધ્ય વસ્તુમાં આપણને અપૂર્વ રસ ન જામે, તેની પ્રત્યેની રૂચિ અને શ્રદ્ધા બળવાન ન થાય ત્યાં સુધી બધું નિરર્થક છે. ૐ–હ્રીં–શ્રી વગેરે મંત્રાક્ષરો મગજ ઉપર અને હૃદયમાં-બુદ્ધિ શક્તિ ઉપર અને હૃદયની ભાવનાઓ ઉપર કર્ણેન્દ્રિય દ્વારા, ગુંજન કે શબ્દોચ્ચાર પ્રસંગે યા તો અંતર્ગત વિચારણા પ્રસંગે, ઝણઝણાટપૂર્વક, કેવી કેવી મીઠી–મધુર–ચિરસ્મરણીય અસર કરી જાય છે તે સૌ કોઈ, આ વિષયમાં રસ ધરાવતા સજ્જનોનો અનુભવનો વિષય છે.

**વિચાર બળનો વાતાવરણમાં પડતો પ્રભાવ**

વળી આપણે કોઈ સગા–સ્નેહી–સંબંધીઓને, જેઓ હજારો માઈલ દૂર છતાં પણ યાદ કરીએ છીએ-તેમની સાથેના પ્રસંગોના મીઠા સંસ્મરણો તાજા કરતા હોઈએ છીએ-ત્યારે તે જ સમયે-તે જ ક્ષણે વિચારબળ (Thought power)ના પ્રતાપે, જે તે સંબંધીઓ પણ તે જ ક્ષણે તેવા જ કંઈક અનુભવનો આસ્વાદ લેતા હોય છે-તેની ખાત્રી પાછળથી ક્વચિત્ પત્રદ્વારા અગર મળવાનું બને ત્યારે આપણને થાય છે. આ બધાં–વાતાવરણમાં ઉદ્ભુત થતાં જડ–પુદ્ગલો અને તેના આંદોલનોનો જ પ્રતાપ છે એમ કહ્યા વિના ચાલે તેમ નથી

શ્રી 'નવકાર' વિષયક વિશાળ સાહિત્યમાંથી, આપણું ખાસ ધ્યાન ખેંચતી કેટલીક યુગ પ્રધાન–પ્રભાવશાળી પૂર્વાચાર્યોની કૃતિઓનો માત્ર નિર્દેશ કરવાનું અત્ર આવશ્યક ધારવામાં આવે છે.

**શ્રી નવકાર વિષયક વિશાળ સાહીત્ય**

તે નીચે મુજબની છે. (૧) ઉપાધ્યાય શ્રી યશોવિજયજી વિરચિત 'પંચ–પરમેષ્ટિ ગીતા'. (૨) શ્રાદ્ધદિન કૃત્યમાંની નમસ્કાર સ્તુતિ. (૩) મલ્લધારીય શ્રી હેમચંદ્રસૂરિ કૃત ઉપદેશમાલામાંની નમસ્કાર સ્તુતિ. (૪) શ્રુતકેવળી શ્રી ભદ્રબાહુસ્વામિ કૃત નમસ્કાર મહામંત્રની નિર્યુક્તિ. (૫) શ્રી મહાનિશીથ સૂત્ર–શ્રી નમસ્કારના અધ્યયનની યોગ્યતા માટે ઉપધાન વિધિ. (૬) શ્રીજિન કિર્તિસૂરિજી કૃત શ્રી નમસ્કાર

કલ્પ. (૭) શ્રી વિનયવિજયજી કૃત આરાધના સ્તવન. (૮) શ્રી લઘુ નમસ્કાર ફળ સ્તોત્ર. (૯) શ્રી જિનચંદ્રસૂરિ કૃત-શ્રી જ્યેષ્ઠ પંચ નમસ્કાર ફળ સ્તોત્ર. (૧૦) શ્રી રત્નમંદીરગણિ વિરચીત ઉપદેશ તરંગિણી. (૧૧) શ્રી. જ્ઞાનવિમલસૂરિ કૃત-શ્રી નવકાર ભાસ. (૧૨) આચાર્ય શ્રી સિદ્ધસેનસૂરિ વિરચિત શ્રી નમસ્કાર માહાત્મ્ય (આઠ પ્રકાશ). (૧૩) વાચક કુશળ લાભકૃત શ્રી નવકાર મંત્રનો છંદ.

આ છંદનું ઘણા ભાઇઓ પ્રતિદીન પઠન-પાઠન કરતા હોવાથી, તેની ફુટનોટ-જેમાં કેટલાક બહુ સંક્ષિપ્ત કથાનકો* છે-તે સાથે-તે અહીં આપવામા આવેલ છે.

## શ્રી નવકાર મહામંત્રનો છંદ

વાંછીત પુરે વિવિધ પરે, શ્રી જિન શાસન સાર,
નિશ્ચે શ્રીનવકાર નિત્ય, જપતા જયજયકાર ॥ ૧ ॥
અડસઠ અક્ષર અધિક ફળ, નવપદ નવે નિધાન,
વીતરાગ સ્વયં મુખ વદે, પચ પરમેષ્ઠિ પ્રધાન ॥ ૨ ॥
એક જ અક્ષર એક ચિત્ત, સમર્યાં સંપત્તિ થાય,
સંચિત સાગર સાતનાં, પાતક દૂર પલાય ॥ ૩ ॥
સકલ મંત્ર શિર મુકુટમણિ, સદ્ગુરૂ ભાષિત સાર,
સો ભવિયા મન શુદ્ધ શું, નિત્ય જપીયે નવકાર ॥ ૪ ॥

* ભાવુક હૃદયના ભવિજનો તરફથી પ્રતિદિન સ્મરણ કરાતાં ઉપરોક્ત છંદમાં, નવકાર મંત્રના પ્રભાવથી અગણીત-અસંખ્ય મહાપુરૂષો કે સામાન્ય મનુષ્યોને અપૂર્વ લાભ થયેલ તેમાંના અગ્રગણ્ય મનુષ્યોના કથાનકો, ખાસ મનન કરવા યોગ્ય તેમ જ આદર્શ દૃષ્ટાંતો રૂપ હોવા છતાં તદ્દન ટુંકી હકીકત સાથે જ તેનો ઉલ્લેખ થયેલો હોવાથી આ ફુટનોટમાં બને તેટલી સંક્ષિપ્ત રીતે તે કથાનકો રજુ કરવામાં આવ્યા છે.

(૭૬)

નવકાર થકી શ્રીપાલ [1]નરેશ્વર, પામ્યા રાજ્ય પ્રસીદ્ધ,
સ્મશાન વિષે [2]શિવનામ કુમારને સોવન પુરૂષો સિદ્ધ;

૧ શ્રીપાળ નરેશનું ચરિત્ર, નવપદનો મહિમા દર્શાવતું કથાનક, અનેક પૂર્વાચાર્યો રચીત રાસો તેમજ સંસ્કૃત–માગધી (પ્રાકૃત) અને ગુજરાતી ભાષામાં રચાયેલ ચરિત્રોનું મુખ્ય વસ્તુ બનેલું હોઇ–તે ભાગ્યેજ કોઇ જૈન ભાઇ–બહેનથી અજ્ઞાત હશે. સ્વર્ગસ્થ જૈન કવિ, સંસ્કૃત શિક્ષક અને સુપ્રસીદ્ધ નાટ્યકાર (અર્વાચીન પદ્ધતિના અનેક નાટકોના રચયિતા) તરીકે જાણીતા થયેલા ઝવેરી ડાહ્યાભાઇ ધોળશાજીએ, આ સુપ્રસીદ્ધ કથાનકના વસ્તુનો, અમુક અંશે, પોતાના ઘણા જ લોકપ્રિય થઇ પડેલા વીણા–વેલીના નાટકમાં, ઉપયોગ કરી, તેના કેટલાક ભાગને, કર્ણપ્રિય, રસીક, સુલલીત તેમજ ઉદ્બોધક ગાયનોમાં વણી દીધેલ છે. શ્રીપાલ રાજાનુ પુરેપુરૂં ચરિત્ર જાણવાની અપેક્ષા રાખનારને, શ્રી વિનયવિજય તથા શ્રી યશોવિજય વિરચીત સુંદર રાગ–રાગણીમાં પ્રતિવર્ષ આસો ચૈત્રની ઓળીમાં વંચાતો રાસ વાચી જવાની ભલામણ કરવામાં આવે છે.

૨ શ્રી રત્નપુરના યશોભદ્ર શેઠને શીકુવમાર નામે પુત્ર હતો. કોઇ કોઇ લક્ષ્મીનંદનના કીસ્સામાં બને છે તેમ લક્ષ્મીના પ્રતાપે તે કંઇક આડે માર્ગે ઉતરી ગયો અને તેને સુધારવાના–લાઇન ઉપર લાવવાના તેના પિતાશ્રીના અનેક પ્રયાસો નિષ્ફળ જતાં, તેના પિતાશ્રીએ પોતાના મરણ સમયે, ચિંતાપૂર્ણ હૃદયે છેવટની શીખામણ આપી કે ખાસ મુસ્કેલીના સમયે–અણધાર્યા કષ્ટનો પ્રસંગ ઉપસ્થિત થતાં તેણે સર્વ ઉપદ્રવનાશક શ્રી નવકારમંત્રનું સ્મરણ કરવું. પિતાની આ અમૂલ્ય શીખામણ તેણે માન્ય રાખી પરંતુ લાંબી મુદતથી ઘર કરી બેઠેલી કુટેવ અને આદતના પરિણામે તે મોજ શોખ અને એશારામ–પૂર્ણ જીવન ગુજારતો હોઇ, તેના પિતા તરફથી વારસામા મળેલી તમામ

બીજોરાં કારણ રાય [3]મહાબળ, વ્યંતર દુષ્ટ વિરોધ,
જેણે નવકારે હત્યા ટાળી, પામ્યો યક્ષ પ્રતિબોધ;
નવ લાખ જપંતા થાયે જિનવર, ઇસ્યો છે અધિકાર,
સો ભવિયાં ભક્તે ચોખે ચિત્તે, નિત્ય જપીયે નવકાર ॥ ૭ ॥

[4]પલ્લીપતિ શીખ્યો મુનિવર પાસે, મહામંત્ર મન શુદ્ધ,
પરભવ તે રાયસિંહ પૃથિવિપતિ પામ્યો પરિગલ રિદ્ધ;
એ મંત્રથકી અમરાપુર પહોંચ્યો, [5]ચારૂદત્ત સુવિચાર,
સો ભવિયાં ભક્તે ચોખે ચિત્તે, નિત્ય જપીયે નવકાર ॥ ૮ ॥

---

૩ ક્ષિતિપ્રતિષ્ઠિત નગરના રાજા મહાબળને, યક્ષરક્ષિત વનમાંથી બીજોરૂ મેળવવાની ઉત્કંઠા થતાં તેણે એવી વ્યવસ્થા કરી કે ત્યાં જનારને યક્ષ મારી નાંખતો હોવાથી–જનારે બીજોરૂં ઝાડ ઉપરથી લેઇ નદીમાં તરતું મુકવું એટલે રાજા તે મેળવી લે. આ માટે હંમેશાં ઘડામાંથી જેના નામની ચીઠ્ઠી મળે તેને રાજાની આજ્ઞાથી યક્ષના વનમાં જવાની ફરજ પડતી. આ ગોઠવણ પ્રમાણે શ્રાવક રત્ન જિનદાસ શેઠને એકદા તે વનમાં જવાની ફરજ પડી. તેણે હીંમત રાખી, વનમા જઇ, નવકાર મંત્રના જાપથી યક્ષની સાધના કરી અને તેને પ્રતિબોધી, તેની પાસેથી એવું વચન મેળવ્યું કે વગર બલીદાને રાજાને બીજોરૂ પ્રતિદિન મળતું રહે આથી જૈન શાસનનો ઉદ્યોત થયો.

૪ પલ્લીપતિ(જંગલમા રહેનાર ભીલ સરદાર)ને સદ્‌ભાગ્યે મુનિ મહારાજનો સંયોગ થતા, તે તેની પાસેથી મહામંત્ર નવકાર શીખ્યો અને શુદ્ધ મનથી પતિ–પત્નિએ તેની આરાધના કરતાં, આયુઃ ક્ષયે મરણ પામી, ભીલ, મણિ–મંદીરપુર નગરના રાજા મૃગાંકના પુત્ર રાયસિંહ તરીકે ઉત્પન્ન થયો અને તેની પત્નિ ભીલડી પદ્મપુરના રાજા પદ્મની પુત્રી રત્નવતી તરીકે ઉત્પન્ન થઇ. કેટલેક કાળે બંનેના લગ્ન થયા અને મહામંત્રના પ્રભાવે અનર્ગળ રાજ ઋદ્ધિના ધણી થયા.

૫ ચારૂદત્ત અને તેના મામાનું કથાનક એવું છે કે બોકડાને તેના

[6]સંન્યાસી કાશી તપ સાધંતો, પંચાગ્નિ પરજાળે,
દીઠો શ્રી પાસ કુમારે પન્નગ, અધબળ તો તે ટાળે;
સંભળાવ્યો શ્રી નવકાર સ્વયંમુખ, ઈંદ્રભુવન અવતાર,
સો ભવિયાં ભકતે ચોખે ચિત્તે, નિત્ય જપીયે નવકાર ॥ ૯ ॥
મન શુધ્ધે જપતાં મયણા [7]સુંદરી, પામી પ્રિય સંયોગ,
ઈણિ ધ્યાન થકી ટળ્યો કષ્ટ ઉંબરનો, રક્ત પિત્તનો રોગ;

મૃત્યુ સમયે નવકાર મંત્ર સુણાવતાં તે મરીને દેવતા થયો અને તેના મૃત શરીરને મશકરૂપે બનાવી તેમાં મામા ભાણેજ પેઠા તે એવી ગણતરીએ કે માંસની લાલચે ભારંડ પક્ષી તે મશકને ઉપાડી અમુક ઋતુમાં રત્નદ્વીપ જાય ત્યારે તેઓ મશક ચીરીને બહાર નીકળે અને રત્નની પ્રાપ્તિ કરી શકે–પરંતુ ભારંડ પક્ષી રત્નદ્વીપ પહોંચે તે પહેલાં રસ્તામાં તેને બીજા ભારંડની સામે યુદ્ધ થતાં મશક દરીયામાં પડી એટલે મામા ભાણેજ મશક ચીરીને બહાર નીકળ્યા તેવામાં જે બોકડો દેવતા થયેલ તેની સહાય મળી જતાં તેઓ રત્નદ્વીપ પહોંચી ગયા.

૬ વર્તમાન ચોવીશીના તેવીસમા તીર્થંકર શ્રી પાર્શ્વનાથ ભગવાન અને તેના પૂર્વભવના વૈરી કમઠ યોગીનો કીસ્સો સૌ કોઇ જૈન બંધુને સુવિદિત છે. કમઠ યોગી હઠયોગના પ્રયોગરૂપ પંચાગ્નિ તપ કરતો હતો તે વખતે શ્રી પાર્શ્વનાથ ભગવાને અગ્નિમાં બળતા લાકડાને ચીરાવતાં અંદરથી સર્પ નીકળ્યો–તેને નવકાર મંત્ર સંભળાવતા તે ત્યાંથી મરીને ધરણેંદ્ર દેવ થયો અને કમઠ આયુઃ ક્ષયે વનમાળી થયો–તેના ઘોર ઉપસર્ગ પ્રસંગે, કાઉસગ્ગ ધ્યાનમાં રહેલા શ્રી પાર્શ્વનાથ સ્વામિને ધરણેંદ્ર દેવે સહાય કરી ઉપસર્ગનું નિવારણ કર્યું (જુઓ–પંડીત વિરવિજયજી કૃત પંચ કલ્યાણકની પૂજા).

૭ શ્રીપાળ અને મયણાસુંદરીનુ પ્રખર બોધદાયક અને રોમાંચક કથાનક સૌ જૈન ભાઈઓથી ભાગ્યે જ અજાણ્યું હશે.

નિશ્ચે શું જપતાં નવ નિધિ થાયે, ધર્મતણો આધાર,
સો ભવિયાં ભકતે ચોખે ચિત્તે, નિત્ય જપીયે નવકાર ॥ ૧૦ ॥

ઘટમાંહે કૃષ્ણ ભુજંગમ ઘાલ્યો, ૮ગૃહિણી કરવા ઘાત,
પરમેષ્ઠી પ્રભાવે હાર ફૂલનો, વસુધા માંહે વિખ્યાત;
કમલાવતીએ ૯પીંગલ કીધો, પાપતણો પરિહાર,
સો ભવિયાં ભકતે ચોખે ચિત્તે, નિત્ય જપીયે નવકાર ॥ ૧૧ ॥

ગયણાંગણ જાતી રાખી ગ્રહીને, પાડી બાણ પ્રહાર,
પદપંચ સુણંતા પાંડુપતિ ઘર, તે થઈ ૧૦કુંતાનાર;
એ મંત્ર અમુલખ મહિમા મંદીર, ભવદુઃખ ભંજનહાર,
સો ભવિયાં ભકતે ચોખે ચિત્તે, નિત્ય જપીયે નવકાર ॥ ૧૨ ॥

કંબલ ૧૧સંબલે કાદવ કાઢ્યાં, શકટ પાંચશેં માન,
દીધે નવકારે ગયા દેવલોકે, વિલસે અમર વિમાન;

---

**શ્રી નવકારના છંદના કથાનકો**

૮ પોતનપુરના સુદર્શન શેઠની પુત્રી શ્રીમતીને, તેના પતિ સાથે અણબનાવ થતાં, પતિએ, પત્નિનો ઘાત કરવા માટે સર્પને ઘડામાં રાખી, શ્રીમતીને તે ઘડામાંથી પુષ્પ લેવા આજ્ઞા કરી. તેનો અમલ કરતી વખતે શ્રીમતીના નવકારમંત્રના જાપથી સર્પ હતો તે ફુલનો હાર થઇ ગયો અને પતિ-પત્ની વચ્ચેનો પ્રેમ સંબંધ ગાઢ થયો.

૯ વસંતપુર નગરના જીતશત્રુ રાજાના મહેલમાંથી ચંડપિંગળ નામના ચોરે, હીરા માણેકનો હાર ચોરી લાવી, તે તે જ ગામની ગણિકા કલાવતી(કમલાવતી)ને બક્ષીસ આપ્યો. વખત જતાં ચોર પકડાઇ જવાથી તેને ફાંસીએ ચડાવવામાં આવ્યો—તે વખતે ગણીકાએ તેને નવકારમંત્ર સંભળાવતાં, તેના પ્રભાવથી ચોર મરીને પુરંદર કુમાર દેવ થયો.

૧૦ પાંડવોની માતા કુંતાજીનું કથાનક જાણીતું છે.

૧૧ એક સાર્થવાહના પાંચશે ગાડાં કાદવમાં ખુંચી ગયેલ, તે

એ મંત્રથકી સંપત્તિ વસુધામાં લહી, વિલસે જૈન વિહાર,
    સો ભવિયાં ભકતે ચોખે ચિત્તં, નિત્ય જપીયે નવકાર ॥ ૧૩ ॥

આગે ચોવીશી હુઈ અનંતિ, હોશે વાર અનંત,
    નવકાર તણી કોઈ આદિ ન જાણે, એમ ભાખે અરિહંત;
પૂરવ દિશિ ચારે આદિ પ્રપંચે, સમરે સંપત્તિ થાય,
    સો ભવિયાં ભક્તે ચોખે ચિત્તે, નિત્ય જપીયે નવકાર ॥ ૧૪ ॥

પરમેષ્ઠિ સૂરપદ તે પણ પામે, જે કૃત કર્મ કઠોર,
પુંડરગિરિ ઉપર પ્રત્યક્ષ પેખ્યો, મણિધર ને એક [૧૨]મોર;
સદ્‌ગુરૂ સન્મુખ વિધે સમરતાં, સફળ જન્મ સંસાર,
    સો ભવિયાં ભક્તે ચોખે ચિત્તે, નિત્ય જપીયે નવકાર ॥ ૧૫

શુલિકારોપણ તસ્કર કીધો, [૧૩]લોહખુરો પ્રસીદ્ધ,
    તિહાં શેઠે નવકાર સુણાવ્યો, પામ્યો અમરની રિદ્ધ;
શેઠને ઘર આવી વિઘ્ન નિવાર્યાં, સુરે કરી મનોહાર,
    સો ભવિયાં ભક્તે ચોખે ચિત્તે, નિત્ય જપીયે નવકાર ॥ ૧૬

---

બચાને મહા મુશીબતે મગણાત કષ્ટે, કાદવમાંથી બહાર કાઢતા બે બળદ મરણ શરણ થયા; તેમને નવકાર મંત્ર સંભળાવતા ત્યાંથી મરીને તેઓ કંબલ-સંબલ નામે દેવ થયા.

૧૨ શ્રી શત્રુંજયગિરિની પહેલી ટુંકમા ગાયણના ઝાડ નીચેની દેરીઓની નીચેના ભાગમાં મણિધર અને મોર આલેખાયેલા છે તેમની વચ્ચેનું જાતિવૈર નવકારમંત્રના પ્રભાવથી નાશ થઈ ગયું હતું.

૧૩ શ્રી મહાવીર ભગવાનના સમયમાં થઈ ગયેલ સુપ્રસિદ્ધ રોહીણીયા ચોરના પિતા લોહ ખુર ચોરને શ્રેણીક રાજાના પિતા પ્રસેનજીતે, શુળીએ ચડાવવા હુકમ કરેલ, તે વખતે ત્યાં થઈને ગામ બહાર જતાં કોઈ શેઠે તેને નવકાર મંત્ર સંભળાવ્યો એટલે તે ચોર મરીને દેવ થયો અને આગલા ભવના ઉપકારી શેઠને, રાજ્ય તરફથી વિઘ્ન થતાં-તે દેવે આવીને દૂર કર્યાં.

[૧૪]પંચ પરમેષ્ઠિ [૧૫]જ્ઞાન જ પંચહ, [૧૬]પંચદાન [૧૭]ચારિત્ર,
[૧૮]પંચસજ્ઝાય [૧૯]મહાવ્રત પંચહ, [૨૦]પંચ સમિતિ [૨૧]સમકીત;
પંચ પ્રમાદ વિષય તજો, પંચહ પાળો [૨૨]પંચાચાર,
સો ભવિયાં ભકતે ચોખે ચિત્તે, નિત્ય જપીએ નવકાર ॥ ૧૭ ॥

(કલશ છપ્પય)

નિત્ય જપીયે નવકાર, સાર સંપત્તિ સુખદાયક,
સિદ્ધ મંત્ર શાશ્વતો, જપે એમ શ્રી જગનાયક;
શ્રી અરિહંત સુસિદ્ધ, શુદ્ધ આચાર્ય ગણી જે,
શ્રી ઉવજ્ઝાય સુસાધુ, પંચપરમેષ્ઠિ થુણીજે;
નવકાર સાર સંસાર છે, કુશળ લાભ વાચક કહે,
એક ચિત્તે આરાધતાં, વિવિધ ઋદ્ધિ વાંચ્છિત લહે ॥ ૧ ॥

**પંચપરમેષ્ઠિની સ્તુતિ** પંચપરમેષ્ઠિની નીચે મુજબની સંસ્કૃત સ્તુતિ પણ અત્ર પ્રસ્તુત ગણાશે.

---

૧૪ અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ.

૧૫ મતિ, શ્રુત, અવધિ, મનઃપર્યવ અને કેવળ.

૧૬ અભય, સુપાત્ર, અનુકંપા, ઉચિત અને કિર્તિ.

૧૭ સામાયિક, છેદોપસ્થાપનીય, પરિહાર વિશુદ્ધિ, સુક્ષ્મ સંપરાય અને યથાખ્યાત.

૧૮ વાંચના, પૃચ્છના, પરાવર્તના (Revision), અનુપ્રેક્ષા (તત્ત્વચિંતન) અને ધર્મકથા.

૧૯ અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને પરિગ્રહપ્રમાણ.

૨૦ ઇર્યા, ભાષા, એષણા, આદાન ભાંડ નિક્ષેપણા અને પારિષ્ઠાપનિકા.

૨૧ ક્ષાયિક, ક્ષાયોપશમિક, ઉપશમીક, વેદન અને સાસ્વાદન.

૨૨ દર્શનાચાર, જ્ઞાનાચાર, ચારિત્રાચાર, તપાચાર, વીર્યાચાર.

"अर्हन्तो भगवन्त इन्द्र महिताः, सिद्धाश्च सिद्धिस्थिताः,
आचार्याजिनशासनोन्नतिकराः, पूज्या उपाध्यायकाः।
श्री सिद्धान्त सुपाठकाः मुनिवरा, रत्नत्रयाराधकाः,
पञ्चैते परमेष्ठिनः प्रतिदिनं कुर्वन्तु वो मंगलम् ॥

**ભાવાર્થ:**–ઇન્દ્રો વડે પૂજ્ય એવા અરિહંત ભગવંતો, સિદ્ધિ-સ્થાનમાં રહેલા સિદ્ધ ભગવંતો, જિન શાસનની ઉન્નતિ કરનારા પૂજ્ય આચાર્ય ભગવંતો, શ્રી સિદ્ધાંતને સારી રીતે (ભણનારા) ભણાવનારા ઉપાધ્યાય ભગવંતો અને રત્નત્રયને ધારણ કરનારા મુનિ મહંતો એ પાંચ પરમેષ્ઠિઓ પ્રતિદીન મંગળ કરો.

**નવકારથી પ્રાપ્ત થતી અષ્ટ મહા-સિદ્ધિ**

શાસ્ત્રકારો આ નવકારમંત્રના પદોમાં અષ્ટ મહાસિદ્ધિ છુપાયેલી હોવાનું કહે છે અને મંત્રના પ્રભાવથી સિદ્ધ થાય છે તે નીચે મુજબ છે. અણિમા, મહિમા, ગરિમા, લઘિમા, પ્રાપ્તિ પ્રાકામ્ય, ઇશિત્વ અને વશિત્વ.

**પંચ પરમેષ્ઠિની પાંચ મહાવિભૂતિ**

વળી નવકારમાં જે પાંચ પરમેષ્ઠિઓ છે તે પરમપદે બિરાજમાન પાંચ વિભૂતિઓ છે, તે જાતિથી પાંચ છે પણ વ્યક્તિથી અનંત છે. આ પંચ પરમેષ્ઠિના જન સમાજ ઉપર અનંતા ઉપકારો છે તેમાંથી મુખ્યતયા અનુક્રમે, માર્ગદેશકપણું–અવિનાશીપણું, આચાર, વિનય અને સહાયકતાને આશ્રી કહી શકાય.

મનુષ્યને ક્રમે ક્રમે સ્થાનાંતર થતાં ઉચ્ચતર અને ઉચ્ચતમ સ્થાન મળે છે ત્યારે તેની સત્તા, હદ, અધિકાર, પગાર વગેરેમાં વૃદ્ધિ થતી

**સર્વોત્તમ કેળવણી**

જાય છે તેમ તેમ તેની કાર્યશક્તિ અને જવાબદારીમાં પણ વૃદ્ધિ થાય છે તે રીતે નવકારમંત્રને

પણ મહામંત્ર અને મહાશાસ્ત્રનું સ્થાન મળેલું હોવાથી તેનો ફળાદેશ પણ ઉત્કૃષ્ટ અને સર્વોત્તમ જ છે એટલે તેની સાધનાથી સિદ્ધિ વર્યાના અસંખ્ય દૃષ્ટાંતો શાસ્ત્રોમાં મળી આવે છે.

'રામના નામે પથરા તર્યા' એ કહેવત ઉપરથી જોઇ શકાય છે કે કેવળ નક્કર જડ વસ્તુમાં પણ મહાપુરૂષના નામ માત્રથી પાણીમાં તરવાની શક્તિનો આવિર્ભાવ થયેલ-તો પંચ પરમેષ્ઠિને નમસ્કારરૂપ નવકારમંત્રના પ્રભાવથી, પંચેન્દ્રિય મનુષ્ય, વિશુદ્ધ હૃદયથી ભાવપૂર્વક તેનું સ્મરણ, મનન અને આરાધન કરવાથી સંસાર સમુદ્ર તરી જાય તેમાં લેશ માત્ર શંકાને સ્થાન હોઇ શકે નહિ. ગમે તેવા કઠીન અને મુશીબતના પ્રસંગો ઉપસ્થિત થાય તો પણ આત્મવિશ્વાસ (Self-Confidence) અને શ્રદ્ધાને ડગવા દેવા જોઇએ નહિ. કેવળ પરોપકારપરાયણ વૃત્તિથી અને લોક કલ્યાણની ભાવનાથી–સમાજહીતની બુધ્ધિએ આપ્તપુરૂષ–પ્રણીત શાસ્ત્રોના વચનોમાં સંપૂર્ણ વિશ્વાસ અને અવિચળ શ્રદ્ધા રાખી, દિન પ્રતિદિન તેને વધારે મજબુત બનાવવા જોઇએ. કોઇ કોઇ જૈનેતર શાસ્ત્રોના પ્રણેતાઓ, પોતાના જ વંશના કે જાતિના ઉત્તરોત્તર વારસદારોને જ પરંપરાગત રૂઢીબળના પ્રતાપે અનેક પ્રકારના લાભ થાય તેમને એક યા બીજારૂપે દાન–દક્ષિણા મળતી રહે તેવા વિધિ–વિધાનોની યોજના કરી ગયાનું જણાય છે તેવું એક પણ વિધિ–વિધાન કોઇ જૈન શાસ્ત્રમાં મળે તેમ નથી. શ્રદ્ધા બળવાન–પ્રખર ભાવના–રૂચિમાંથી જ ઉદ્ભૂત થાય છે અને તે સમ્યકૂદર્શનના પાયારૂપ છે. શાસ્ત્રકારો સમ્યકૂદર્શનને એટલું બધું ઉચ્ચ સ્થાન આપે છે કે એકડા વગરના ગમે તેટલા મીંડા હોય તો પણ તેની કંઈ ગણતરી જ નથી. તેમ સમ્યકૂદર્શન (બોધિબીજ) વગરનું સઘળું નિરર્થક જ છે. જગતના પદાર્થોને યથાર્થરૂપથી જાણવાની રૂચિ સાંસારિક અને અધ્યાત્મિક બંને

આપ્તપુરૂષપ્રણીત શાસ્ત્રોમાં કેવળ સ્વાર્થરહીત વિધાન

પ્રકારના અભિલાષોથી થાય છે. જે તત્ત્વનિશ્ચયની રૂચિ ફક્ત આત્માની તૃપ્તિ માટે, અધ્યાત્મિક વિકાસ માટે થાય-તે સમ્યગ્દર્શન. યોગ્ય આત્મામાં કોઈકવાર એવી પરિણામશુદ્ધિ થઈ જાય છે કે જે એ આત્માને તે ક્ષણ માટે અપૂર્વ જ છે અને તેને એ પરિણામશુદ્ધિને અપૂર્વકરણ કહે છે. આવા અપૂર્વકરણથી તાત્ત્વિક પક્ષપાતની બાધક રાગ દ્વેષની તીવ્રતા મટી જાય છે અને તેમ થતાં, આત્મા સત્યને માટે જાગરૂક બની જાય છે. આ અધ્યાત્મિક જાગૃતિ એજ સમ્યક્ત્વ છે.

**અપૂર્વકરણ અને સમ્યગ્દર્શન**

સમ્યગ્દર્શનને યોગ્ય અધ્યાત્મિક ઉત્ક્રાંતિ થતાં જ સમ્યગ્દર્શન પ્રગટ થાય છે તે નિસર્ગ-સમ્યગ્દર્શન અને બાહ્ય નિમિત્તો જેવા કે-પ્રતિમાદિ ધાર્મિક વસ્તુઓના અવલોકન માત્રથી, ગુરૂના ઉપદેશથી, શાસ્ત્રોના અભ્યાસથી, જાતિસ્મરણ જ્ઞાનથી કે સંતસંગથી-પ્રગટ થાય તે અધિગમ સમ્યગ્દર્શન. તત્ત્વ તરફ રૂચિ એ સમ્યગ્દર્શનનું સ્વરૂપ છે, પ્રતિમાનું અવલોકન વગેરે તેના બાહ્ય કારણો છે અને દર્શનમોહનીય કર્મનો ઉપશમ, ક્ષયોપશમ અને ક્ષય તેના અંતરંગ કારણો છે. જે જ્ઞાનથી અધ્યાત્મિક ઉત્ક્રાંતિ થાય તે સમ્યક્જ્ઞાન અને જેનાથી સંસારવૃદ્ધિ અથવા અધ્યાત્મિક પતન થાય તે અસમ્યક્જ્ઞાન યા મિથ્યાજ્ઞાન. સમ્યક્જ્ઞાની સત્યગવેષક અને કદાગ્રહરહીત હોવાથી પોતાની ભુલ સુધારી લે છે તે જ્ઞાનનો ઉપયોગ વાસનાના પોષણ ન કરતાં અધ્યાત્મિક વિકાસમાં જ કરે છે.

**નિસર્ગથી અને અધિગમથી થતું સમ્યગ્દર્શન**

**સમ્યગ્જ્ઞાન**

પ્રખર વિદ્વાન-પ્રભાવીક મહાપુરૂષ શ્રી ઉમાસ્વાતિ વાચકપ્રણીત શ્રી તત્ત્વાર્થસૂત્રના પહેલા જ ત્રણ સૂત્રો પ્રતિપાદન કરે છે

सम्यग्दर्शनज्ञानचारित्राणि मोक्षमार्गः ।

**મોક્ષમાર્ગ**

तत्त्वार्थश्रद्धानं सम्यग्दर्शनं । तद्निसर्गात् अधिगमात् वा । ભાવાર્થ:-સમ્યગ્‌દર્શન, સમ્યગ્‌જ્ઞાન અને સમ્યક્ ચારિત્ર એ ત્રણે મળી મોક્ષ-મોક્ષનું સાધન છે. (૧) યથાર્થરૂપથી પદાર્થોનો નિશ્ચય કરવાની જે રુચિ તે સમ્યગ્‌દર્શન છે. (૨) તે (સમ્યગ્‌દર્શન) નિસર્ગથી એટલે કે પરિણામ માત્ર અથવા અધિગમથી એટલે કે (બાહ્ય) નિમિત્તથી-જ્ઞાનથી થાય છે.

ઉપરોક્ત પરિસ્થિતિ હોવાથી નવકાર મંત્રને મહામંત્ર તરીકે આપણે આગળ કરીએ છીએ તેનું મુખ્ય કારણ એ છે કે તેનાથી ભવ્ય જીવને મોક્ષપ્રાપ્તિ વ્હેલી-મોડી પણ અવશ્ય થાય છે અને તે મોક્ષસુખની પ્રાપ્તિ એ જ પ્રત્યેક વિચારશીલ-વિવેકી ભવ્ય જીવનું સર્વોત્તમ-સર્વોત્કૃષ્ટ ધ્યેય યા ને લક્ષ્યબિંદુ હોય છે અને તેથી જ આપણે સાધ્ય કે ધ્યેય વસ્તુની તેમ જ તે માટેના મુખ્ય-આવશ્યક વિધવિધ સાધનોની સ્પષ્ટતાપૂર્વકની સાચી સમજણ મેળવી લેવી જોઇએ. સદ્‌ભાગ્યે આવી સમજણ-જે અદ્‌ભૂત દિવ્ય પ્રકાશની ગરજ સારે છે-તે-આવી મળે તો નવકાર મંત્રના આવશ્યક આરાધન માટેની આપણી તમન્ના દિન પ્રતિ-દિન વધતી જાય અને તેમ થતાં મોક્ષમાર્ગ તરફનું આપણું પ્રયાણ સફળ અને સાર્થક થાય. આવા સંયોગો વચ્ચે સાધ્ય અને તેના સાધનોની સ્પષ્ટતાપૂર્વકની સાચી સમજણ શું અને તે કઇ રીતે મેળવી શકાય તે જ આપણે ખાસ વિચારી રહ્યા છીએ.

**સાધ્ય અને સાધનોની સ્પષ્ટતા**

આ સંસારમાં મનુષ્યલોકમાં પ્રાણી અનંત છે અને તે બધાયે-સૌ કોઇ સુખને ચાહે છે, દુઃખ માટે કોઇ ચાહના રાખતું નથી. સૌ કોઈ સુખને ચાહતાં હોવાથી તે મેળવવા માટે સૌ કોઇ વધારે-ઓછો પ્રયાસ કરતાં જણાય છે પરંતુ સુખની કલ્પના બધાંની એક સરખી હોતી નથી. એટલે સુખ કોને કહેવું તે નક્કી કરવાનું ઘણું

**સુખની સાચી સમજણ**

**સ્થિર બુદ્ધિ મુનિ**

બધી કામનાઓને છોડી જે પુરુષ ઇચ્છા, મમતા અને અહંકાર રહિત થઈ વિચરે છે તેજ શાંતિ પામે છે. વિવેકી મુમુક્ષુ મનુષ્યો તો વિપત્તિઓને ખાસ આવકારપાત્ર ગણે કે જેમાં પરમાત્માનું સ્મરણ અને કીર્તન થાય. હવે ચાલુ વિચાર–સરણીમાં આગળ વધતાં–અર્થ એ કામનું અને ધર્મ એ મોક્ષનું પ્રધાન સાધન ગણવામાં–માનવામાં આવ્યું હોઈ–એ દૃષ્ટિએ આગળ વધતાં મોક્ષનું સ્વરૂપ સમજાવતાં કહેવામાં આવ્યું છે કે **कृत्स्न कर्मक्षयात् मोक्षः** સકળ કર્મનો ક્ષય થવાથી બધા બંધના કારણોનો અભાવ થતાં આત્મવિકાસ પરિપૂર્ણ થાય છે તેજ મોક્ષ છે અર્થાત્ **ज्ञान** અને વીતરાગભાવની પરાકાષ્ટા એજ મોક્ષ છે. બંધ હેતુઓના અભાવથી અને નિર્જરાથી કર્મનો આત્યંતિક ક્ષય તે જ મોક્ષ.

**શાશ્વત સુખ અને સુખાભાસગણાતાં સાંસારિક સુખનો મુકાબલો અને બંનેની સાચી સમજણ**

મોક્ષનું સુખ તે સાચું–શાશ્વત છે અને તેને મુકાબલે સંસારના સુખને કેવળ સુખાભાસ જ કહેવામાં આવે છે. સાંસારિક સુખ ઇચ્છાઓને તૃપ્ત કરવાથી થાય છે. હવે ઇચ્છાઓનો એવો સ્વભાવ જ છે કે એક પુરી થાય ન થાય એટલામા તો બીજી સેંકડો ઇચ્છાઓ ઉત્પન્ન થઈ જાય છે. આ બધી ઇચ્છાઓની તૃપ્તિ થવાનો સંભવ જ નથી છતાં ધારો કે હોય તો પણ તેટલામાં બીજી હજારો ઇચ્છાઓ પેદા થઇ જવાની કે જેમની તૃપ્તિ થવાનો સંભવ નથી. આથી જ સંસારમાં ઇચ્છાઓ (વાસનાઓ–અભિલાષાઓ)ની તૃપ્તિથી થયેલ સુખના પલ્લા કરતાં અતૃપ્ત ઇચ્છાઓથી ઉત્પન્ન થયેલ દુઃખનું પલ્લું ભારે જ રહેવાનું–નીચું જ નમવાનું અને તેથી જ સંસારના ને સુખાભાસ કહ્યો છે. જ્યારે મોક્ષની સ્થિતિ જ એવી છે કે એમાં ઇચ્છાઓનો જ અભાવ થઇ જાય છે અને સ્વાભાવીક સંતોષ પ્રગટ

થાય છે. "આપ સ્વભાવમેં રે, અબધુ સદા મગનમેં રહેના"--આથી જ આવી ભાવનાથી જ એમાં સંતોષથી ઉત્પન્ન થતું સુખ એજ સુખ છે અને એ જ સાચું સુખ છે. બીજી રીતે વિચારતાં એમ કહેવામાં આવે કે અન્ન–પાન વગેરે ભોગોનો મોક્ષમાં અભાવ હોવાથી ત્યાં સિદ્ધ થયેલા જીવોને–જીવાત્માઓને સુખ હોવાનું કહેવું એ અસંગત છે તેના જવાબમાં કહેવાનું કે–ક્ષુધા–તૃષા વગેરેના દુઃખને દૂર કરવા માટે અન્ન પાણી વગેરેનો સંભોગ છે અને ક્ષુધા–તૃષા નિવારણનું ફળ–પ્રયોજન સ્વાસ્થ્યપ્રાપ્તિ છે અને સિદ્ધો સદૈવ સ્વસ્થ જ હોય છે. વળી ઔષધ વગેરેની જરૂર પણ અસ્વસ્થને જ હોય છે, સ્વસ્થને હોતી નથી. સિદ્ધોમાં મોહનો જ અભાવ હોવાથી મૈથુન વગેરે પણ નિષ્પ્રયોજન છે. આ પ્રકારનું મોક્ષનું સુખ તદ્દન સ્વતંત્ર, ઉત્સુકતા–આકાંક્ષા–અધિરાઈ રહીત, કોઈ પ્રકારના વિઘ્ન વિનાનું, સ્વાભાવિક, નિત્ય, ત્રૈકાલીક, શાશ્વત અને તદ્દન ભયમુક્ત છે. માત્ર કેવળીઓને જ તે સુખ અનુભવગમ્ય છે જ્યારે બીજાને તે શ્રવણગમ્ય છે. આ રીતે મોક્ષનું શાશ્વતુ સુખ વચનાતીત–અનિર્વચનીય–યતો વાચો નિવર્ત્તન્તે–હોઈ, એવી એકેય ઉપમા નથી કે જેથી તેને તેની સાથે સરખાવી શકાય અને સ્પષ્ટતાથી કહી શકાય. તે પરમાનંદરૂપ–સકળ કલ્યાણરૂપ છે.

**સિદ્ધો સદૈવ સ્વસ્થ જ હોય છે.**

**વચનાતીત મોક્ષસુખ**

મોક્ષસુખ સંબંધમાં શ્રીમદ્ રાજચંદ્રનું કથન–નીચે પ્રમાણેનું–ખાસ મનનીય, રસદાયી અને પ્રેરણાત્મક જણાય છે.

## સિદ્ધના જીવોની સ્થિતિ

પૂર્વપ્રયોગાદિ કારણના યોગથી, ઉર્ધ્વ ગમન સિદ્ધાલય પ્રાપ્ત સુસ્થિત જો,
સાદિ અનંત અનંત સમાધિ સુખમાં, અનંત દર્શન જ્ઞાન અનંત સહીત જો. અપૂર્વ ૧૯

જે પદ શ્રી સર્વજ્ઞે દીઠું જ્ઞાનમાં, કહી શકયા નહિ પણ તે શ્રી ભગવાન જો,
તેહ સ્વરૂપને અન્ય વાણી તે શું કહે, અનુભવ ગોચર માત્ર રહ્યું
તે જ્ઞાન જો. અપૂર્વ ૨૦

પંડીત શ્રી વિરવિજયજી નીચે મુજબના બોધદાયી અને રસી સ્તવનથી સિદ્ધના જીવોનું સ્વરૂપ સમજાવે છે.

સિદ્ધ જગત શિરે શોભતા, રમતા આતમ રામ,
લક્ષ્મી લીલાની લ્હેરમાં, સુખીયા છે શિવઠામ.
સિદ્ધની શોભા રે શી કહું ? ૧

મહાનંદ અમૃત પદ નમો, સિદ્ધિ કૈવલ્ય નામ;
અપુનર્ભવ બ્રહ્મપદ વળી, અક્ષય સુખ વિશરામ. સિદ્ધની૦ ૨

સંશ્રેય નિઃશ્રેય અક્ષરા, દુઃખ સમસ્તની હાણ;
નિર્વૃત્તિ અપવર્ગતા, મોક્ષ મુક્તિ નિર્વાણ. સિદ્ધની૦ ૩

અચળ મહોદય પદ લહ્યું, જોતાં જગતના ઠાઠ;
નિજ નિજ રૂપે રે જૂજુઆ, વીત્યાં કર્મ તે આઠ. સિદ્ધની૦ ૪

અગુરૂ લઘુ અવગાહના, નામે વિકસે વદન;
શ્રી શુભવીરને વંદતાં, રહીએ સુખમાં મગન. સિદ્ધની૦ ૫

મુમુક્ષુઓને મોક્ષસુખ એ જ પરમ ધ્યેય છે અને ધ્યેયની જેટલી સ્પષ્ટતા તેટલી જ તેની સિદ્ધિ સરળ અને સુતર થઈ પડે છે. વળી

**નવકારમંત્રના સ્મરણથી જ મોક્ષ-પ્રાપ્તિ**

આટલા લંબાણથી મોક્ષસુખ અને તેના સાધનો ઉપર વીવેચન કરવાનું ખાસ કારણ એ છે કે સામાન્ય મંત્ર–તંત્રના જાપ–સ્મરણ–આરાધન વગેરેથી આ સંસારના કે બહુ તો સ્વર્ગલોકના સુખની પ્રાપ્તિ થાય છે પરંતુ તે તો આખરે નશ્વર જ છે, જ્યારે શાશ્વત સુખ તો મોક્ષનું જ છે અને તેની પ્રાપ્તિ માટે તો

નવકાર મહામંત્રના જાપ કે સ્મરણની જ જરૂર છે અને તેની મદદથી જ મુમુક્ષુઓ-ભવ્ય આત્માઓ પોતાના પરમ ધ્યેયની પ્રાપ્તિ કરવા સદા ઉત્સુક અને ઉદ્યમવંત હોય છે.

આપણે ઉપર જોઈ ગયા કે 'નવ લાખ જપંતાં થાયે જિનવર' એવો સ્પષ્ટ ઉલ્લેખ નવકારના છંદમાં છે એટલે તે સંબંધમાં આપણે કંઈક વિશાળ નજરે ઊંડી વિચારણા કરીએ તો જ તેના ભાવાર્થનો અને ઊંડા રહસ્યનો સાક્ષાત્કાર થઈ શકે.

**નવલાખનો જાપ કરનારે 'મનડાં'ને ક્રમે ક્રમે સાધવાની જરૂર**

'નવકાર'નો નવલાખ વાર જાપ કરવાની શરૂઆત કરનાર-શરૂઆતમાં તો બાળકની માફક તદ્દન મીંડા ઘુંટવાની જ સ્થિતિમાં હોય છે અને તે સ્થિતિ ઘણી લાંબી મુદત સુધી ચાલુ રહેવાનો સંભવ છે. તેમાં સુધારો કંઈ કંઈ અંશે થતો જતો હોય તો તે બહુ જ ધીમા ક્રમથી અને ચર્મચક્ષુથી અદ્રશ્ય રીતે જ. જાપની શરૂઆતમાં તો હજુ આપણું મન કંઈનું કંઈ ભટકતુ હોય છે અને આપણે કેવળ બાહ્ય દેખાવથી જ જાપ કરતાં જણાઈએ છીએ. અવધૂત યોગી શ્રીમાન્ આનંદઘનજી ગાઈ ગયા છે કે 'મનડુ કીમહી ન બાઝે, હો કુંથુજિન મનડું કીમહી ન બાઝે; જીમ જીમ જતન કરીને રાખું, તેમ તેમ અળગું ભાગે-હો કુંથુજિન' તેમના જીવનચરિત્ર ઉપરથી-તેમના સ્તવનો-ભજનો-પદો ઉપરથી આપણે જોઈ શકીએ છીએ કે પરમ સાધકોની કક્ષામાં ઘણું ઉચ્ચ સ્થાન ભોગવતા આનંદઘનજી જેવાને, મર્કટ જેવા મનની ચંચળતા માટે આવી સખ્ત ફરીયાદ કરવાનો પ્રસંગ ઉપસ્થિત થયેલ તો આપણા જેવા પામર દશા ભોગવતા મનુષ્યના મનની અસ્થિરતા માટે શું કહેવું! તેને કઈ રીતે ઠેકાણે લાવવું? **मनः एव कारणं बंध मोक्षयोः**-કર્મબંધનનું અને મોક્ષનું કારણ મન જ છે અને તેથી જ 'મન સાધ્યું તેણે સઘળું સાધ્યું' એમ કહેવાયું છે; પરંતુ સાધ્યું કહેનારાની વાત એકદમ સાચી માની લેવા જેવી તો નથી જ કારણ કે

મુમુક્ષુ તપસ્વીઓ, જ્ઞાન–ધ્યાનના અભ્યાસીઓ, વિદ્વાનો, પંડીતો માટે પણ મનને સમજાવીને ઠેકાણે લાવવાનું કામ ઘણું જ મુશ્કેલ છે છતાં પણ જિનેશ્વર ભગવાનો અને સિદ્ધાત્માઓના દૃષ્ટાંતોથી આપણે જોઈ શકીએ કે તે તદ્દન અશક્ય તો નથી જ.

**ઉપરોક્ત જાપથી વધતી જતી અધ્યાત્મિક ઉત્ક્રાંતિ**

એક જ વિષય પાછળ ચોકસાઈથી–ચીવટથી, કાળજીપૂર્વકની સાવધાનીથી, સાધ્ય માટેના સાધનોનો વિવેકપૂર્વક ઉપયોગ કરવાથી, યતનાપૂર્વકના વર્તનથી, મંડ્યા રહીએ તો દુષ્કર કાર્ય પણ સહેલું થઈ જાય છે Practice makes a man perfect એ ઈંગ્રેજી સૂત્ર અનુસાર જે તે વિષયના અભ્યાસના મ્હાવરાથી–સતત તેને વળગી રહી અભ્યાસ ચાલુ રાખવાથી તે વિષયની નિપુણતતા પ્રાપ્ત કરી શકાય છે એ ધોરણે એકને એક વિષય પાછળ મંડ્યા રહેવાથી વૈજ્ઞાનિક જેમ પોતાના પ્રિય વિષયની શોધ પાછળના પ્રયોગોમાં તન, મન અને ધનથી, ગમે તેટલા ભોગે પણ મંડ્યો જ રહે છે તે રીતે મંડ્યા રહેવાથી, તે સાધ્ય થઈ શકે છે. અહીં તો આપણે નવકારમંત્રનો નવ લાખ જાપ કરવાનો છે રોજના કલાક–બે કલાક તેમાં રોકીએ તો પણ સહેજ ત્રણુ–ચાર વરસ નીકળી જાય એટલે આટલા લાંબા ગાળામાં તો પ્રબળ ભાવના અને ઉત્કટ તમન્નાપૂર્વક અધ્યાત્મિક પ્રગતિ માટે સાચા દીલથી પ્રયાસ કરવામાં આવે તો આત્માના ઉત્ક્રાંતિક્રમમાં ઘણું–ઘણું આગળ વધી શકાય. શરૂઆતમાં તો ફક્ત જાપ–સ્મરણમાં જેટલો વખત જાય તેટલા વખત પુરતા–કંઈ નહિ તો વચન અને કાયાથી સાંસારિક આરંભ–સમારંભના કાર્યોથી થતા નવા પાપકર્મનું બંધન જરૂર અટકે અને તે પણ કંઈ ઓછો લાભ નથી. આપણે તો વણિક દૃષ્ટિએ ઓછા નહિ પણ વધારે લાભ મળે તેવા–લાખની પાણુ–થી હીસાબ ગણાતાં વ્યાપારની શરૂઆત જ હજુ તો કરી છે, એટલે આવા–સરવાળે પરમ લાભ આપતા વ્યાપારને પુર–

બહારથી ખીલવવાનો જ-બદલાવવાનો જ રહે છે. ધીમે ધીમે ક્રમશઃ તેમાં આગળ વધતાં, પંચ પરમેષ્ઠિના જાપ અને સ્મરણથી, વ્હેલા-મોડા પણ તે પાંચ પરમેષ્ઠિની સાચી ઓળખ થાય, તેમના પ્રત્યેકના વિશિષ્ટ ગુણોનું સાચું જ્ઞાન દિન-પ્રતિદિન વધતું જાય અને તે જ્ઞાનની સફળતારૂપે, તે તે ગુણોની ઊંડી-તલસ્પર્શી વિચારણા થતી રહે અને આવી સદ્-વિચારણાના પરિણામે, તે તે ગુણો વધતા-ઓછા અંશે પણ આપણામાં ખીલવવાની ભાવના દ્રઢ થતી રહે અને તે ભાવનાને અમલમાં મુકવાની મક્કમતા પણ બરાબર જળવાઇ રહે-તો આપણું કંઇક સદ્ભાગ્ય જ સમજવું. સૌ કોઇ ભવ્ય જીવાત્મા માટે તે, કંઇક મુશ્કેલ છતાં શક્યજ છે.

આવી અધ્યાત્મિક ઉત્ક્રાંતિ થતી જતી હોય તેવી દશામાં, શુભ અને શુદ્ધ વિચારધારામાં આગળ અને આગળ વધતા જવાનું બને તો, જડ-ચેતનનો યથાર્થ ભેદ સમજાતાં, આચાર(આચરણ)શુદ્ધિ પણ સાથે સાથે થતી જાય, યોગ્ય વર્તનનું વિશુદ્ધ બંધારણ (Character-Building) બંધાતું જતું હોય, સાચો માનવતાનો ગુણ (જેની હાલમાં સમાજમાં ઘણી જ ન્યુનતા-ઉણપ સર્વત્ર દ્દષ્ટિગત થઇ રહેલ છે) પુર બહારમાં ખીલતો જતો હોય તો પુણ્યબળના પ્રતાપે અપૂર્વકરણ અને સમ્યક્-દર્શનનો અપૂર્વ લાભ સહેજે પ્રાપ્ત થાય. ઉત્કટ અભિરૂચિપૂર્વક તત્ત્વના શ્રદ્ધાનથી નિર્મળ સમ્યગ્દર્શન પ્રગટ થતા જ્ઞાન અને ચારિત્ર પણ સમ્યક્ થઇ જાય અને તેમાં વૃદ્ધિ થતી રહે.

**તેવી ઉત્ક્રાંતિથી આત્મતત્ત્વની પીછાન અને તેથી થતી ચિત્તસમાધિ**

શ્રીમાન્ આનંદઘનજી શ્રી મુનિસુવ્રત સ્વામિના સ્તવનમાં કહે છે કે 'આતમ તત્ત્વ જાણ્યા વિણ, નિર્મળ ચિત્ત સમાધિ નવિ લહીયે' અને આગળ જતાં તેજ સ્તવનમાં કહે છે કેઃ-

વળતું જગગુરૂ એણી પરે ભાખે, પક્ષપાત સવિ છંડી;<br>
રાગ, દ્વેષ, મોહ પખ વર્જીત, આતમ શું રઢ મંડી. મુનિ૦ ૮

આતમધ્યાન કરે જો કોઉ, સોહ ફીર ઈણમેં નાવે;
વાગ્જાલ બીજું સહુ જાણે, એહ તત્ત્વ ચિત્ત આવે. મુનિ૦ ૯
જેણે વિવેક ધરિ એ પખ ગ્રહિયો, એ તત્ત્વજ્ઞાની કહીએ;
શ્રી મુનિસુવ્રત કૃપા કરો તો, આનંદઘન પદ લહિયે. મુનિ૦ ૧૦

ભક્તકવિ નરસિંહ મહેતા પણ કહી ગયા છે કે "જ્યાં લગી આતમ તત્ત્વ ચિન્ત્યો નહિ, ત્યાં લગી સાધના સર્વ જુઠી" આવા તો અનેક રસીક અને ઉદ્‌બોધક કથનો આગળ કરી શકાય. આથી આપણે જોઈ શકીએ છીએ કે આત્મ તત્ત્વની પિછાન થયા પછી તેની વિચારણામાં ઊંડા ઉતરતાં જવાય, તેમ નિર્મળ ચિત્ત સમાધિ વધતી જાય.

**આત્મજ્ઞાનીની ઓળખ**

વળી સાચા આત્મજ્ઞાનીની સાચી ઓળખ આપતાં શ્રીમાન્ કહે છે કે "આતમ જ્ઞાની શ્રમણ કહાવે, બીજા તો દ્રવ્ય લીંગી રે, વસ્તુ ગતે જે વસ્તુ પ્રકાશે, તે આનંદઘન મત સંગી રે" આત્મ તત્ત્વની શોધ માટે, આત્માની પીછાન માટે, આત્મજ્ઞાનની પ્રાપ્તિ માટે પણ શ્રી આનંદઘનજી આપણુને નીચેની ગાથામાં ખરી સમજણ આપે છેઃ–

"પરમ નિધાન પ્રગટ મુખ આગળે, જગત ઓળંગી હો જાય; જિનેશ્વર.
ધર્મ જ્યોતિ વિના જુઓ જગદીશની, અંધો અંધ પલાય;
જિનેશ્વર, ધર્મ જિનેશ્વર ગાઉં રંગશું" ।૬।

ઉપરોક્ત વિચારધારામાં વિશુદ્ધ ભાવનાથી આગળ વધતા જઈએ અને નવકાર મંત્રની આરાધના દ્વારા પંચ પરમેષ્ઠિની–આરાધના સુદ્રઢ અને તીવ્રતમ થતી જાય તો આપણો બેડો પાર થતાં વાર લાગે નહિ.

શ્રી નમિનાથજીના સ્તવનમાં યોગીરાજ કહે છે કેઃ–

જિન સ્વરૂપ થઈ જિન આરાધે, તે સહિ જિનવર હોવે રે;
ભૃંગી ઈલીકાને ચટકાવે, તે ભૃંગી જગ જોવે રે."

શ્રીમાન્ દેવચંદ્રજી મહારાજ પણ એ જ સિદ્ધાંત આગળ કરે છેઃ—

"પ્રભુજીને અવલંબતાં, નિજ પ્રભુતા હો પ્રગટે ગુણરાશ;
દેવચંદ્રની સેવના, આપે મુજ હો અવિચલ સુખવાસ.
શ્રી રૂષભ જિણંદ શું પ્રીતડી"

"નિજ પદકારક પ્રભુ મળ્યા"
"અજકુલગત કેસરી લહે રે, નિજ પદ સિંહ નિહાલ,
તિમ પ્રભુ ભક્તે ભવિ લહે રે, આત્મ શક્તિ સંભાલ;
અજિત જિન તારજો રે તારજો દીન દયાલ".

"નામાદિક જિનરાજના રે લાલ, ભવસાગર માંહે સેતુ રે વાલેસર,
તુઝ દરિસણ મુઝ વાલહું રે લાલ."

'જિન પ્રતિમા જિન સારીખી' એ સુત્ર સિદ્ધાંત-શાસ્ત્ર વચનનો યથાતથ્ય સ્વિકાર કરનારાઓ માટે પ્રભુ દર્શન કેટલું બધું ઉપકારક અને લાભદાયક તેમ જ ઉદ્બોધક છે તે સમજાવતાં-તેનું માહાત્મ્ય પ્રગટ કરતા-પ્રતિપાદન કરતા શ્રીમાન્ દેવચંદ્રજી નવમા શ્રી સુવિધિનાથજીના સ્તવનમાં કહી ગયા છે કેઃ—

"દીઠો શ્રી સુવિધિ જિણંદ સમાધિરસે ભર્યો હોલાલ સમાધિ રસે ભર્યો,
ભાસ્યો આત્મ સ્વરૂપ, અનાદિનો વિસર્યો હોલાલ અનાદિનો વિસર્યો;
સકલ વિભાવ ઉપાધિ થકી, મન ઓસર્યો હોલાલ થકી મન ઓસર્યો,
સત્તા સાધન માર્ગ ભણીએ, સંચર્યો હોલાલ-ભણીએ સંચર્યો-
દીઠો સુવિધિ૦ ૧

(પુનરૂક્તિ માટે ક્ષમાયાચના)

શુદ્ધ દીલના-ભક્ત હૃદયના ઉપરોક્ત સ્તવનો, ટંકશાળી વચનો હોઇ આપણને તે તે ઉદ્ગારો એટલા બધા પ્રેરણાજનક, બોધદાયક, માર્ગદર્શક, ઉપકારક અને ઉત્સાહજનક થઇ પડે છે કે તેના સ્મરણ-મનન અને

રટણથી નવકારમંત્રના આરાધનમાં આપણને અવનવું પ્રોત્સાહન મળે છે અને તે આરાધન માટેનો પ્રધાન હેતુ–બીજી બધી આનુષંગીક બાબતોને બાજુ ઉપર રાખીને–ગૌણ સ્થાન આપીને અંતીમ ધ્યેયરૂપ મોક્ષમાર્ગની સાધનાનો જ છે, તે સફળતાથી પાર પડે છે. આવા પરમ પ્રભાવક મહામંત્રના આરાધનથી આપણે ઐહિક–સાંસારિક સુખ સગવડો કે સ્વર્ગલોકના સુખોપભોગની જ માત્ર આકાંક્ષા રાખીએ તો તે મહામુલા રત્નને, ક્ષણીક, તુચ્છ, નજીવી કીંમતની વસ્તુઓ માટે, સાચી જ્ઞાન-દશાના પ્રકાશના અભાવે–ઉતાવળા થઈ, અવિચારીપણાથી વટાવી નાંખવા જેવું છે–ફોગટ ગુમાવી બેસવા જેવું છે, એટલું જ નહિ પરંતુ કેવળ લાભાલાભ તરફની જ ગણતરીપૂર્વક તેમ જ વિવેક–વિચારપૂર્વક કામ કરતી આપણી વણિક વૃત્તિને ઝાંખપ લગાડવા જેવું છે.

**નિષ્કામ વૃત્તિથી આરાધકને ધ્યેય પ્રાપ્તિ સિવાયની લબ્ધિઓ વગેરે સ્તવ: આનુષંગીક રીતે મળે છે.**

હાથીના પગમાં બધું સમાઈ જાય છે એ ન્યાયે, કોઈપણ પ્રકારનું નિયાણું બાંધ્યા સિવાય, કેવળ નિષ્કામ વૃત્તિથી, અંતીમ ધ્યેયની સિદ્ધિ તરફ જ દૃષ્ટિ રાખી, વિધિપૂર્વક–વિશુદ્ધ હૃદયના ભાવપૂર્વક નવકારમંત્રનું આરાધન કરનારને, ઇષ્ટ સિદ્ધિ કે સામાન્ય વસ્તુની પ્રાપ્તિ કે વૈર–વિરોધની તૃપ્તિ કે બીજી કંઈ આશા–તૃષ્ણાની, ભાવના રાખ્યા સિવાય આરાધન કરનારને, વગર મહેનતે–વગર પ્રયાસે આનુષંગીક રીતે ઉપરોક્ત સામાન્ય કે વિશેષ લબ્ધિઓ અને સિદ્ધિઓ વગર માગ્યે આવી મળે છે અને વિચક્ષણ મુમુક્ષુ બંધુઓ તેનો વિવેકપૂર્વક સદ્ઉપયોગ કરી, લોક કલ્યાણાર્થે જ તેનો ઉપયોગ કરી, પોતાના અંતિમ ધ્યેય તરફના પ્રયાણમાર્ગમાં દૃઢતા અને ઉત્સાહપૂર્વક આગળ અને આગળ વધ્યે જાય છે.

બનવા જોગ છે કે સઘળા કર્મોનો આત્યંતિક ક્ષય, માની લેવામાં આવે છે તેવો એકદમ સુલભ ન થઈ પડે એટલે તદ્ભવ મોક્ષગામી જેટલો

**સાચા મોક્ષ-માર્ગના પ્રવાસીને સ્વર્ગપ્રાપ્તિ તો કેવળ વિશ્રામ-સ્થાન જ છે.**

હળુકર્મી જીવાત્મા મરૂદેવા માતાની માફક આપણે ન પણ હોય છતાં Theory of Evolution (વિકાસ ક્રમ)ના સિદ્ધાંત અનુસાર અને તેટલા ઓછા ભવ કરીને પણ આત્મવિકાસમાં વધતો જતો જીવાત્મા છેવટ મુક્તદશા મેળવ્યા સિવાય રહે નહિ. મુમુક્ષુ-બંધુઓ તો, આ લોકના સુખ સગવડોને તેમ જ સ્વર્ગભુવનના આનંદ-પ્રમોદમય જીવનને કેવળ, તેમના વિકટ-ઘણા લાંબા પ્રયાણમાર્ગમાં, ઘડીભર આરામ લેવા પુરતાં તેમ જ વધારે શક્તિસંચય અને તેની વૃદ્ધિ માટેના સહેજે આવી મળેલા સાધનો (વિશ્રામ-સ્થાનો) તરીકે જ લેખે છે. આવા સાધનોને જ પરમ ધ્યેય કે અંતિમ લક્ષ્ય માની લેવાની ભુલ કરવામાં આવે તો પછી ભવભ્રમણનો કદીપણુ અંત આવે નહિ. આ મહત્વના મુદ્દા ઉપર જેટલો ભાર મુકીએ તેટલો ઓછો જ છે. તેના ઉપર જેટલા લંબાણુ વિસ્તારથી વિવેચન કરીએ તેથી અતિશયોક્તિ કે પિષ્ટપેષણુના આરોપનો ભય રાખવા જેવું નથી.

પ્રશ્ન એટલો બધો ઉપયોગી અને મહત્વનો છે અને તેનાથી જીવનના અનેક વિકટ પ્રશ્નોનો સહેલાઈથી ઉકેલ થતો હોવાથી-સ્હેજે તોડ આવતો હોવાથી, તે બધા દોષો ક્ષતવ્ય જ ગણી શકાય.

સામાન્ય રીતે આપણું મન એટલુ બધું ચચળ, ચપળ અને અધીરૂં છે કે મુશ્કેલીથી સમજી શકાય કે ગળે ઉતારી શકાય તેવી વિષ વિષ બાબતો રજુ થતાં તે એકદમ મુંઝાઈ જાય છે અને વિહ્વળ થઈ જાય છે.

કપાળે કપાળે મતિર્ભિન્ના એ ન્યાયે જુદા જુદા દર્શન-શાસ્ત્રીઓ, પ્રખર વિચારકો, નિપુણ, મતવાદીઓ, શ્રી અભિનંદન સ્વામિના સ્તવનમાં કહેવામાં આવ્યું છે તેમ 'મત મત ભેદે રે, જો જઇ પુછીયે, સહુ થાપે અહમેવ'ની જેમ ભિન્ન ભિન્ન પ્રરૂપણા કરતા હોવાથી, સત્ય વસ્તુનો

નિર્ણય કરવાનું બુદ્ધિમાન્ મનુષ્યને પણ અત્યંત મુશ્કેલ થઇ પડે છે.

**દોષીત સાધનોથી, સાધ્યથી વિરૂદ્ધ દિશાનું પ્રયાણ થાય છે તે કેવળ અનિષ્ટ જ છે.**

ઉપર કહી ગયા મુજબ સાધ્ય અને સાધનોની જેટલી સ્પષ્ટતા કરવાની જરૂર છે, તેટલી જ બલ્કે તેથી વિશેષ સાધનોની ગુણવત્તા તેમ જ નિર્દોષતા હોવાની જરૂર છે. ગુણહીન કે દોષીત સાધનોથી કદીપણ સાધ્યની સિદ્ધિ થઇ શકતી નથી. તેવા સાધનોથી તો આપણો સઘળો પ્રયાસ નિષ્ફળ જવા ઉપરાંત આપણા કર્મસંચયમાં ઉલટો વધારો થઇ પડે છે અને આપણું પ્રયાણ સાધ્યથી વિરૂદ્ધ દીશાનું થઇ પડે છે..આ પરિસ્થિતિ તો કોઇને કોઇ પણ રીતે ઇષ્ટ હોઇ શકે નહિ.

**જૈનદર્શનનું અપ્રતીમ આસ્તિક્ય**

નમસ્કાર મહામંત્રને અંગે, જૈન દર્શનની શું શું વિશિષ્ટતાઓ રહેલી છે તે બરાબર સમજી લીધા સિવાય તેમ જ જૈનેતર દર્શનોમાંના કોઇ કોઈ દર્શનશાસ્ત્રીઓ, જૈનદર્શનનો ઊંડો અભ્યાસ કર્યા સિવાય અને તેણે માન્ય રાખેલ તેમ જ જોર-શોરથી આગળ કરેલ સ્યાદ્વાદ-અનેકાંતવાદ અને સપ્તભંગીના સિદ્ધાંતોનો સર્વદેશીય, મનન અને વિચારણાપૂર્વક, તલસ્પર્શી અભ્યાસ કર્યા સિવાય, જૈનદર્શનને એકદમ નાસ્તિક અને સંશયવાદી કહેવા તૈયાર થઇ જાય છે, પરંતુ જૈન દર્શન, સાત (નવ) તત્ત્વોનું સ્વરૂપ, આત્મા અને પરમાત્માનું સ્વરૂપ, કર્મનો અટલ સિદ્ધાંત અને તેની ઊંડી વિચારણા માટે બીજા કોઇ દર્શનમાં ભાગ્યે જ દષ્ટિગત થતું પ્રચુર અને અપૂર્વ સાહિત્ય, જગત્કર્તૃત્વ સંબંધી સ્વતંત્ર-તર્ક અને યુક્તિસિદ્ધ વિચારણા, રત્નત્રયી, ભવભીરૂતા અને મોક્ષના સ્વરૂપ વગેરેને જે રીતે આગળ કરે છે તેને પુરતો અને વ્યાજબી ઇન્સાફ આપવામાં આવે તો હીંમતથી કહી શકાય કે જૈન દર્શન જેવું અને જેટલું બીજું કોઇ દર્શન આસ્તિક નથી. ઉપરની તમામ બાબતો અંગે લંબાણથી વીવેચન કરવામાં આવે તો

લેખ ઘણો જ લાંબો થઇ જવાનો ભય રહેતો હોવાથી અહીં કંઇક સંક્ષિપ્ત વિવેચન કરવાનું જ યોગ્ય ધાર્યું છે એટલે આગળ જે કંઇ છુટક છુટક કહેવાઇ ગયું છે તે તરફ ધ્યાન ખેંચી અહીં તેનું પિષ્ટ-પેષણ નહિ કરતાં રહી ગયેલ બાબત જ આગળ કરવામાં આવે છે.

**નવ તત્ત્વો અને તે અંગે વિશદ વિચારણા**

શ્રીઉમાસ્વાતિ વાચકપ્રણીત 'તત્ત્વાર્થસૂત્ર'માં–જીવ, અજીવ, આસ્રવ, બંધ, સંવર, નિર્જરા અને મોક્ષ એમ સાત તત્ત્વો જણાવ્યા છે પણ બીજા ઘણા ગ્રંથોમાં 'પુણ્ય' અને 'પાપ' ઉમેરી નવ તત્ત્વો આગળ કર્યા છે. તત્ત્વાર્થમાં પુણ્ય અને પાપનો 'આસ્રવ' અથવા 'બંધ' તત્ત્વમાં અંતર્ભાવ કરવામાં આવ્યો છે. પુણ્ય અને પાપ બન્ને દ્રવ્ય અને ભાવ રૂપથી બબ્બે પ્રકારના છે. શુભ કર્મ પુદ્ગલ દ્રવ્ય પુણ્ય અને અશુભ કર્મ પુદ્ગલ દ્રવ્ય પાપ છે. આથી દ્રવ્યરૂપ પુણ્ય તથા પાપ બંધ તત્ત્વમાં અંતર્ભુત થાય છે કેમકે આત્મ-સંબદ્ધ કર્મ પુદ્ગલ અથવા આત્મા અને કર્મ પુદ્ગલોનો સંબંધ વિશેષ એ જ દ્રવ્ય બંધ તત્ત્વ કહેવાય છે. દ્રવ્ય પુણ્યનું કારણ-શુભ અધ્યવસાય-જે ભાવ-પુણ્ય કહેવાય છે અને દ્રવ્ય પાપનું કારણ જે અશુભ અધ્યવસાય તે ભાવ પાપ કહેવાય છે તે પણ બંધ તત્ત્વમાં અંતર્ભુત છે કેમકે બંધનો કારણભુત કાષાયિક અધ્યવસાય-પરિણામ-એ જ ભાવબંધ કહેવાય છે. ભાવબંધ-એ જ ભાવ આસ્રવ છે તેથી પુણ્ય-પાપને આસ્રવ પણ કહી શકાય. આસ્રવથી લઇ મોક્ષ સુધીના પાંચ તત્ત્વો જીવ-અજીવની જેમ સ્વતંત્ર નથી તેમ જ અનાદિ-અનંત પણ નથી પરંતુ તે જીવ-અજીવની યથાસંભવ અમુક અમુક અવસ્થારૂપ છે અને તેથી જ કહેવું જોઇએ કે અહીંયા તત્ત્વ શબ્દનો અર્થ અનાદિ-અનંત અને સ્વતંત્ર ભાવ નથી પણ મોક્ષ પ્રાપ્તિમાં ઉપયોગી થાય એવું જ્ઞેય એવો છે. વિચારક મુમુક્ષુનું અંતિમ ધ્યેય મોક્ષ હોવાથી મોક્ષના જીજ્ઞાસુઓ માટે જે વસ્તુઓનું જ્ઞાન અત્યંત આવશ્યક છે

એ જ વસ્તુઓને અહીંયા તત્ત્વ તરીકે ગણાવી છે-ઓળખાવી છે. મોક્ષ તો મુખ્ય સાધ્ય જ રહ્યું એટલે એને તથા એના કારણને જાણ્યા વિના મોક્ષમાર્ગમાં મુમુક્ષુની પ્રવૃત્તિ જ થઈ શકતી નથી. એ રીતે જો મુમુક્ષુ મોક્ષના વિરોધી તત્ત્વોનું અને એ વિરોધી તત્ત્વોના કારણોનું સ્વરૂપ ન જાણે તો તે પોતાના માર્ગમાં અસ્ખલિત પ્રવૃત્તિ કરી શકે નહિ અને એ તો મુમુક્ષુને સૌથી પહેલું જ જાણી લેવું પડે છે કે હું જો મોક્ષનો અધિકારી છું તો માગમાં જણાતું સામાન્ય સ્વરૂપ કોનામાં છે અને કોનામાં નથી. આ જ્ઞાનની પૂર્તિ માટે જ તત્ત્વોનું કથન છે.

જીવ તત્ત્વના કથનથી મોક્ષના અધિકારીનો નિર્દેશ થાય છે 'અજીવ' તત્ત્વથી એમ સૂચિત થાય છે કે જગતમાં એક એવું પણ તત્ત્વ છે જે જડ હોવાથી મોક્ષમાર્ગના ઉપદેશનું અધિકારી નથી.

બંધ તત્ત્વથી મોક્ષનો વિરોધીભાવ અને આસ્રવથી એ વિરોધી ભાવનું કારણ બતાવ્યું છે. સંવર તત્ત્વથી મોક્ષનુ કારણ અને નિર્જરા તત્ત્વથી મોક્ષનો ક્રમ બતાવ્યો છે.

આ રીતે મોક્ષના સ્વરૂપને-તેના સાધનો અને હેતુઓને તાત્ત્વિક દૃષ્ટિથી આગળ કરનાર, મોક્ષને અંતિમ સાધ્ય તરીકે સ્વિકારનાર અને તેની સિદ્ધિ માટે નમસ્કારમંત્રને મહામંત્ર તરીકે અગ્રસ્થાન આપનાર જૈનદર્શનની પ્રથમ દર્શનની વિશિષ્ટતા સ્વતઃ સિદ્ધ થાય છે તેમ છતાં અન્યાન્ય વિશિષ્ટતાઓ આગળ કરવા માટે અને તેને પ્રમાણપૂર્વક સિદ્ધ કરવા માટે બહુ દૂર જવું પડે તેમ નથી તેમ જ લાંબો વિચાર કરવાપણું પણ રહેતું નથી. આવી વિશિષ્ટતાઓમાં એકદમ નજરે ચડે-સહેજે સમજી શકાય તેમ જ કંઇક દૃષ્ટિરાગીને તેમ જ આગ્રહી સંપ્રદાયદૃષ્ટિવાળાને-પૂર્વ-

**શ્રી નવકાર મહામંત્રમાં જૈન દર્શનની અનેક વિશિષ્ટતાઓમાં મુખ્યપણે પ્રગટ થતી ગુણપૂજક વૃત્તિ**

બદ્ધ, પૂર્વગ્રહીત વિચારશૃંખલામાં જકડાએલાને પણ–ગળે ઉતારી શકાય તેવી વિશિષ્ટતા એ છે કે આ નમસ્કારની અંતર્ગત કોઇ નામ-ધારી દેવ, દેવાધિદેવ, દેવેંદ્ર, ચક્રવર્તી, વાસુદેવ–પ્રતિ વાસુદેવ–બળદેવ, ઋષિ, મુનિ, શ્લાકા પુરૂષ કે પ્રભાવીક પુરૂષ, જેવા કે અમુક જ તીર્થંકર બ્રહ્મા, વિષ્ણુ, મહેશ, બુદ્ધ. કૃષ્ણ, ઇશુ કે મહમદ કે જરથુસ્ત, ઈંદ્ર–વરૂણ વગેરે પૈકી કોઇના પણ ખાસ કરીને નામ–નિર્દેશ નથી પરંતુ જૈન દૃષ્ટિ, કેવળ જે તે વિશિષ્ટ ગુણોના ધારક, હરકોઇ ઉત્તમોત્તમ ગુણી-જનોની જ પૂજા–ઉપાસના–આરાધનાને જ, ગુણાઃ પૂજાસ્થાનં ગુણિષુ ન ચ લિંગં ન ચ વયઃ એ સૂત્ર અનુસાર, મોક્ષ સાધનામાં પરમ આલંબન-રૂપ, સ્વિકારતી હોઇ, પોતાની કેવળ ગુણપૂજક દૃષ્ટિને–ગુણીજનોની જ પૂજાની ભાવનાને જોર–શોરથી આગળ ધરે છે અને તેથી જ નમસ્કાર-મંત્ર દ્વારા સામાન્ય રીતે–સમુચ્ચયપણે પંચ પરમેષ્ઠિરૂપ અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ–જેઓમાં આરાધ્ય બધા ગુણો–અનંતા ગુણો સમાઈ જાય છે અને જે દરેકના વિશિષ્ટ ગુણોનું વર્ણન આગળ કરી જવામા આવેલ છે તે બધા વિશિષ્ટ–ઉત્તમોત્તમ ગુણોધારક ગુણીજ-નોને જ, સમુચ્ચય રીતે–પછી જે તે ગુણોધારક પ્રત્યેક વ્યક્તિ ગમે તે ધર્મ–સંપ્રદાય કે મતની હોય પરંતુ આગળ કરવામાં આવતી તે પ્રત્યેક વ્યક્તિમા જે તે સર્વ ગુણોનો સંપૂર્ણ રીતે આવિર્ભાવ થતો હોવો જોઇએ–તેઓને જ નમસ્કાર કરવામાં આવેલ છે.

**ઉપરોક્ત વૃત્તિને પુષ્ટી આપતા મહાન્‌પૂર્વાચાર્યોના કથનો**

'નમસ્કાર'થી પુરવાર થતી ઉપરોક્ત જૈન દૃષ્ટિની ભાવનાને જૈન શાસનમાં થઈ ગયેલા અને મહા પ્રભાવીક પુરૂષો તરીકેની પ્રતિષ્ઠા પામેલા શ્રી સિદ્ધસેનસૂરિ, શ્રી હરિભદ્રસૂરિ, શ્રી હેમચંદ્રાચાર્ય, શ્રી હીરવિજય સૂરિ અને નજીકના જ ભુતકાળમાં થઇ ગયેલા શ્રી યશોવિજયજી તથા આનંદઘનજી, શ્રી ચિદાનંદજી વગેરે અનેક મહાત્માઓએ અપનાવી લીધાનું,

અસાધારણ વિદ્વતાપૂર્વક તેની મહત્વતા અને સર્વમાન્યપણાને આગળ કર્યાનું તેમ જ સાબીત કર્યાનું નીચેના તેમના કથનોથી જણાય છે.

"पक्षपातो न मे वीरे, न च द्वेषः कपिलादिषु ।
युक्तिमद्वचनं यस्य, तस्य कार्यः परिग्रहः ॥ "

"यस्य संक्लेशजननो रागो नास्त्येव सर्वथा ।
न च द्वेषोऽपि सत्त्वेषु, शमेन्धनदवानलः ॥
न च मोहोऽपि सज्ज्ञानच्छादनोऽशुद्धवृत्तकृत् ।
त्रिलोकख्यातमहिमा महादेवः स उच्यते ॥
यो वीतरागः सर्वज्ञो यः शाश्वतसुखेश्वरः ।
क्लिष्टकर्मकलातीतः सर्वथा निष्कलस्तथा ॥
यः पूज्यः सर्वदेवानां यो ध्येयः सर्वयोगिनाम् ।
यः स्रष्टा सर्वनीतीनाम् महादेवः स उच्यते ॥ "

"भवबीजांकुरजननाः रागाद्याःक्षयमुपागतायस्य ।
ब्रह्मा वा विष्णुर्वा हरो जिनो वा नमस्तस्मै ॥ "

"न श्रद्धयैव त्वयि पक्षपातो न द्वेषमात्रादरुचिः परेषु ।
यथावदाप्तत्वपरिक्षयातुत्वामेवविरमशुप्रपाश्रिताः स्मः ॥ "

"स्वागमं रागमात्रेण, द्वेषमात्रात् परागमम् ।
न श्रयामस्त्यजामोवा किन्तु मध्यस्थयादृशा ॥ "

..મ કહો રહમાન કહો કોઉ, કાન કહો મહાદેવરી;
પારસનાથ કહો કોઉ બ્રહ્મા, સકલ બ્રહ્મ સ્વયમેવરી. રામ૦ ૧

ભાજન ભેદ કહાવત નાના, એક મૃત્તિકા રૂપરી;
તૈસે ખંડકલ્પનારોપિત, આપ અખંડ સરૂપરી. રામ૦ ૨

નિજપદ રમે રામ સો કહીયે, રહિમ કરે રહેમાનરી;
કર્ષે કર્મ કાન સો કહીયે, મહાદેવ નિર્વાણરી. રામ૦ ૩

પરસે રૂપ પારસ સો કહીયે, બ્રહ્મ ચિન્હે સો બ્રહ્મરી;
ઈહ વિધિ સાધો આપ આનંદઘન ચેતનમયનિઃકર્મરી." રામ૦ ૪

**ગુણપૂજક વૃત્તિનું તેટલા જ મહત્વનું બીજું દૃષ્ટાંત– ગુરૂની બાબતમાં**

જૈન દર્શનની આવી જ ગુણપૂજક વૃત્તિ ગુરૂદેવ તરીકે કોને સ્વિકારવા–માન્ય રાખવા–ની બાબતમાં પણ આપણું ખાસ ધ્યાન ખેંચે છે. નમસ્કારમંત્રના પંચ પરમેષ્ઠિમાં આચાર્યદેવને પણ આ વિશિષ્ટ ગુણતરીકે જ દેવ–ગુરૂ–ધર્મની સાચી ઓળખાણ કરાવનાર તરીકે જ પરમ ઉપકારિત્વના કારણે જ ખાસ સ્થાન પ્રાપ્ત થયેલ છે. આચાર્ય-દેવના છત્રીસ ગુણોનું વીવેચન આગળ કરી ગયા છીએ તેવો જ નિર્દેશ પ્રતિક્રમણ સૂત્રોના બીજા જે 'પંચિંદિય' સૂત્રમાં કરવામાં આવેલ છે, તેનાં છેલ્લાં પદમાં ઉલ્લેખ છે કે "છત્તીસ ગુણો ગુરૂ મજ્ઝ" આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે જૈનદૃષ્ટિ કેવળ અમુક જ નામધારી, અમુક પ્રકારનો જ બાહ્ય વેષધારી કે અમુક કુળમાં જ પરંપરાએ ઉતરી આવેલ વા તો અમુક ગાદીપતિ કે મઠધારીની શિષ્ય–પ્રશિષ્યની શાખામાં જ ઉત્તરોત્તર ઉતરી આવેલ ઇસમને જ ગુરૂ તરીકે માન્ય રાખવાનું ફરમાવતી નથી; તો પછી સંસારી ગ્રહસ્થના જ ઉત્તરોત્તર વારસ તરીકે પોતાનો દાવો આગળ કરતાં ગ્રહસ્થને ગુણોની અપેક્ષા બાજુ ઉપર રાખીને, કઇ રીતે ગુરૂ તરીકે સ્વિકારી શકે. આ જ કારણે પ્રાચીન ચૈત્યવાસીઓમાં તેમ જ આગળ જતાં યતીવર્ગમાં અનિચ્છનીય સડો પેસી જતાં–તે તે કાલીન મહા પ્રભાવીક સૂરિ-પુંગવોને ક્રિયા ઉદ્ધાર કરી તેમને બાજુ ઉપર રાખવાની ફરજ પડેલ.

શ્રી આનંદઘનજી પણ આની જ કંઈક ગુણપૂજક દૃષ્ટિથી ગાઈ ગયા કે "અબધુ સો જોગી ગુરૂ મેરા–ઈનિ પદકા કરે નિવેડા–અબધૂ".

વળી પંચપરમેષ્ઠિમાં ઉપાધ્યાય કે સાધુને જે સ્થાન છે તે પણ ઉપરની દલીલને જ મજબુત ટેકો આપે છે. ભારતવર્ષમાં કેટલા ય વરસો પહેલાં બાવન લાખ બાવા–ફકીર–સાધુ–જોગી વગેરે પરાશ્રયી જીવન ગુજારનારાઓની ગણતરી કરવામાં આવેલ, તેમાં વૃદ્ધિ થતાં અત્યારે તો સાઠ લાખ થયા હશે. તે બધાંઓનો સમુચ્ચય રીતે વિચાર કરીએ તો તેમાં સાચા–ગુણધારી સાધુઓ તો બહુ વિરલા જ નીકળશે. બાકીના બધાને તો જનસમાજ ઉપર કેવળ બોજારૂપ–રખડતા–રઝળતા–જનતાને ત્રાસ આપતા પેટભરા જ ગણવાના રહે છે, તેમને બાજુ ઉપર રાખીએ તો ઉપરોક્ત પંચ પરમેષ્ઠિમાં તો ઘણા વિરલા, સતાવીસ ગુણે કરી અલંકૃત, પંચ મહાવ્રતધારી, બ્રહ્મચારી, પાદચારી, ઉગ્રવિહારી, પરમ ઉપકારી સંત–સાધુઓને જ સ્થાન છે અને તેઓ જ આરાધ્ય અને નમસ્કારને પાત્ર છે. શ્રી યશોવિજયજી પણ કહી ગયા છે કેઃ–

"અર્થની દેશના જે દીયે, ઓલવે ધર્મના ગ્રંથ રે,
પરમપદના પ્રગટ ચોરટા, તેહથી કેમ વહે પંથ રે ॥
વિષય રસમાં ગ્રહી માચીયા, નાચીયા કુગુરૂ મદ પુર રે,
ધુમધામે ધમાધમ ચલી, જ્ઞાન માર્ગ રહ્યો દૂર રે.
સ્વામિ! સીમંધર વિનંતિ"

આથી જૈન દર્શનની પરમ સત્યશોધક, નિષ્પક્ષ ગુણપૂજક વૃત્તિ સૌ કોઈને માન અને આદરને પાત્ર થઈ પડે છે. આવી ગુણપૂજક વૃત્તિમાં, અંધ શ્રદ્ધાને–કદાગ્રહને, ગતાનુગતિક પરંપરાને–દૃષ્ટિરાગને કે કેવળ સ્થિતિચુસ્ત સંપ્રદાયદૃષ્ટિને લેશ માત્ર સ્થાન નથી. હરકોઈ અનેક ગુણગણાલંકૃત, સદ્‌ગુણ વિભૂષિત, ચારિત્રધારીના જ પગમાં આપણું શીર ઝુકાવવાને–સાડા ત્રણ મણની કાયાથી સાષ્ટાંગ નમસ્કાર કરવાને આપણે તૈયાર છીએ.

**વિશ્વધર્મ તરીકેનો જૈન દર્શનનો દાવો**

જૈન દર્શનની બીજી અનેક વિશિષ્ટતાઓ—ગુણવત્તતાઓ બાજુ ઉપર રાખીએ તો પણ આ જ એક વિશિષ્ટતા પરમતસહિષ્ણુતાની કક્ષાથી પણ કંઈક આગળ જતી-ઉંચ્ચ સ્થાન ભોગવતી સર્વધર્મસમભાવવૃત્તિ, ઉંચ્ચતમ કોટીની ગુણ-ગ્રાહક વૃત્તિને પુષ્ટ આલંબનરૂપ ગુણપૂજક વૃત્તિ વગેરેથી જૈન દર્શનનો વિશ્વધર્મ તરીકે સ્વીકારા-વાનો—માન્ય રખાવાનો દાવો સુઘટીત અને મજબૂત રીતે પગભર થાય છે. આવી ગુણપૂજક વૃત્તિ માટે એક કવિ કહી ગયા છે કે "પરગુણપરમાણુન્ પર્વતીકૃત્ય નિત્યં, નિજ હૃદિ વિકસંતઃ સંતિ સંતઃ કિયંતઃ" "અહિંસા પરમો ધર્મ" "સમકીતનું મૂળ જાણીએજી સત્ય વચન સાક્ષાત્" 'ચોરી વ્યસન નિવારીએ પાપ સ્થાનક (અબ્રહ્મચર્ય) ચોથું વર્જીએ' 'પરિગ્રહ પાપનું મૂળ સઘુણા'—વગેરે સૂત્રો જોર-શોરથી આગળ કરતું જૈન દર્શન વિશ્વધર્મના પાયારૂપ વિશ્વબંધુત્વની ભાવનાને આચરણમાં મુકવા માટે સૌ કોઇને આગ્રહ કરી રહેલ છે.

**વિશ્વધર્મના પાયા-રૂપ વિશ્વબંધુત્વની પરમ ભાવના જ વિશ્વશાંતિ સ્થાપી શકે.**

આ વિશ્વબંધુત્વની ભાવનાને તેના સાચા સ્વરૂપમા સમજી હરકોઇ હીસાબે અને જોખમે, કેવળ જનહીતની દૃષ્ટિએ, પરમાર્થબુદ્ધિથી તેને આચરણમાં મુકવા માટે દુનિયાભરની પ્રત્યેક વ્યક્તિ આગ્રહ રાખે તો, અત્યારે સારા જગતને તેની પ્રથમ દરજ્જે જરૂર છે તે વિશ્વશાંતિ સહેજે સ્થાપી શકાય. અત્યારે દુનિયાભરમા વાતાવરણ રાજકીય ક્ષેત્રોમાં એટલું બધું કલુષિત થઇ ગયું છે—ચોમેર ત્રીજા વિશ્વયુદ્ધના વાદળો એવા ઘેરાઇ ગયા છે કે આપણે ત્રીજા વિશ્વયુદ્ધને ઉંબરે આવીને ઉભા હોઇએ તેવી આગાહી થઇ રહી છે એટલે આવા કટોકટીના સમયમાં વિશ્વશાંતિની સ્થાપના, વિશ્વબંધુત્વની ભાવનાને હૃદયમાં યોગ્ય સ્થાન સૌ કોઇ ન આપે ત્યાંસુધી, તદ્દન અશક્ય જ જણાય છે. આંતરરાષ્ટ્રિય પરિસ્થિતિનો

વિચાર કરતાં વિશ્વશાંતિની સ્થાપના માટે જરૂરી તમામ જહેમત ઉઠાવવાનું–અનતો તમામ પ્રયાસ કરવાનું સૌ કોઇ અત્યંત આવશ્યક સમજે છે. વિશ્વબંધુત્વની ભાવના, ગુણપૂજક વૃત્તિમાંથી ઉદ્ભવતી ગુણગ્રાહક વૃત્તિને જ આભારી છે એટલે ગુણપૂજક વૃત્તિનો સાક્ષાત્ અપૂર્વ બોધપાઠ આપતા નવકાર મહામંત્રનું સ્થાન, સર્વ કોઇ મંત્રોમાં અનોખું જ છે–સર્વોત્તમ જ છે.

પંચ પરમેષ્ટિના ગુણો–સદ્ગુણો–વિશિષ્ટ ગુણો–ઉત્તમોત્તમ ગુણો તો ઘણા ઘણા છે–અનંતા છે પરંતુ તે બધા આપણુ પામર, બુદ્ધિહીન, નિર્ગુણી જનો તો શું પરંતુ અપ્રતીમ બુદ્ધિના ધણી સુરગુરૂ (બૃહસ્પતિ) પણ તેનું યથાસ્થિત વર્ણન કરવાને અસમર્થ છે. સૂરિ પુંગવો કહી ગયા છે કેઃ–

"વક્તુમ્ ગુણાન્ ગુણસમુદ્ર!, શશાંકકાંતાન્,
કઃ તે ક્ષમઃ સુરગુરૂપ્રતિમોડપિ બુદ્ધયા;
કલ્પાંતકાલપવનોદ્ધતનક્રચક્રં,
કો વા તરીતુમલમંબુનિધિં ભુજાભ્યામ્"

આ પ્રકારની પરિસ્થિતિ હોવા છતાં પણ આચાર્યદેવ શ્રીમાનતુંગસૂરિ, 'ભક્તામર સ્તોત્ર'ની ત્રીજી ગાથામાં કહે છે કેઃ–

"બુદ્ધયા વિનાડપિ વિબુધાર્ચિતપાદપીઠ!
સ્તોતુમ્ સમુદ્યતમતિર્વિગતત્રપોડહમ્"

અને પાંચમી તથા છઠ્ઠી ગાથામાં કહે છે કેઃ–

"સોડહમ્ તથાડપિ તવ ભક્તિવશાન્મુનિશ!
કર્તું સ્તવં વિગતશક્તિરપિ પ્રવૃત્તઃ"
"અલ્પશ્રુતં શ્રુતવતાં પરિહાસધામ,
ત્વદ્ભક્તિરેવ મુખરીકુરૂતે બલાન્મામ્"

આ રીતે શ્રી સિદ્ધસેન દીવાકર પણ કલ્યાણમંદીરની બીજી, ચોથી, પાંચમી અને છઠ્ઠી ગાથામાં શું કહે છે તે જૂઓઃ–

"યસ્ય સ્વયં સુરગુરુર્ગરિમામ્બુરાશેઃ,
સ્તોત્રં સુવિસ્તૃતમતિર્ન વિભુર્વિધાતુમ્"
"મોહક્ષયાદનુભવન્નપિ નાથ! મર્ત્યો,
નૂનં ગુણાન્ ગણયિતુમ્ ન તવ ક્ષમેત"
"અભ્યુદ્યતોઽસ્મિ તવ નાથ! જડાશયોઽપિ,
કર્તું સ્તવં લસદસંખ્યગુણાકરસ્ય"
"યે યોગીનામપિ ન યાંતિ ગુણાસ્તવેશ!,
વક્તું કથં ભવતિ તેષુ મમાવકાશઃ"

આ રીતે સહસ્ત્ર જીહ્વાઓથી પણ તેમના અનંતા-વચનાતીત ગુણોનું વર્ણન, તેમને પુરેપુરો ન્યાય આપી શકાય તે રીતે કરવાનું તદ્દન અશક્ય હોવાથી જ-પંચપરમેષ્ઠિના નમસ્કારરૂપ મંત્રને મહામંત્રનું સ્થાન આપવામાં આવે તેમાં લેશ માત્ર અતિશયોક્તિ નથી પરંતુ કંઈક હીનોક્તિ જ છે.

આ પંચ પરમેષ્ઠિમાં પ્રથમ સ્થાન શોભાવતા અરિહંત ભગવાનના અનંતા ગુણો હોવા છતાં પણ બાર ગુણો જ શાસ્ત્રકારો આગળ કરે છે અને તેમાં પણ પ્રથમના આઠ ગુણો-અશોક વૃક્ષ વગેરે તો કેવળ બાહ્ય ગુણો અને દેવ વિકુર્વીત છે તેમાં કંઇક ઊંડું-માર્મિક રહસ્ય હોવું જોઇએ. આવા રહસ્ય ઉપર તો કોઈ શાસ્ત્રવિશારદ, દિવ્ય ચક્ષુધારક મહાત્મા જ પ્રકાશ પાડી શકે. સામાન્ય રીતે વિચાર કરતાં, બહોળા પ્રમાણનો સામાન્ય જન સમુદાય, બાહ્ય-ચર્મચક્ષુધારક હોય, સાક્ષાત્ નજર સન્મુખ દેખાતા વૈભવ અને સમૃદ્ધિથી એકદમ આકર્ષાય અને ઉલટ અને હર્ષભેર સમવસરણમાં સ્થાન મેળવ્યા બાદ અરિહંત ભગવાનની પાંત્રીસ ગુણ સંયુત વાણીદ્વારા અપાતો ધર્મોપદેશ અસ્ખલિત પ્રવાહરૂપે વહેતી, અમૃત વર્ષાવતી

**અરિહંત દેવના ખાસ બાહ્ય ગુણોનું કથન શા માટે?**

વાક્ધારામાંના વચનામૃતોનું પાન કરીને-શ્રવણ કરીને, ધ્યાનસ્થ દશાનો કંઈક આસ્વાદ લેઈ, મનોગત-અંતરંગ વિચારમાળાના મણકા ફેરવતાં-સહેજે કંઈક એવી જ વિચારમગ્ન દશામાં તલ્લીન થઈ જાય કે દેવો પણ પોતની પવિત્ર ફરજ સમજીને જે જિનેશ્વર ભગવાનના આઠ પ્રાતિહાર્યની રચના કરે છે-જે જોઈ હરકોઈના આનંદ અને આશ્ચર્યનો પાર રહેતો નથી એવા જિનેશ્વર ભગવાનના અંતરંગ-અનંતા ગુણો કેવા કેવા મહત્ત્વપૂર્ણ અને કેટકેટલા આદર્શરૂપ હશે. આવી વિશુદ્ધ વિચારસરણીમાં ઊંડા અને ઊંડા ઉતરી જવાના પ્રસંગો ઝડપી લેઈ-જિનેશ્વર ભગવાનના કંઈ કંઈ અંતરંગ-વિશિષ્ટ ગુણોની ઝાંખી કરવાનો સતત્ પ્રયાસ કરતા રહી, તે તે ગુણોની પોતાનામાં, દિન-પ્રતિદિન વૃદ્ધિ થતી રહે તે રીતે તેનો આવિર્ભાવ થાય, તે માટે જ સતત્ પ્રવૃત્તિ કરતા રહેવાનો નિશ્ચય કરે અને વહેલા મોડા આત્મ સ્વરૂપની રમણતાનો સુમધુર આસ્વાદ મેળવે.

**જિનેશ્વરના નામ કીર્તન-ધ્યાનથી ભવભ્રમણનો અંત**

જૈન દૃષ્ટિએ પ્રત્યેક સંસારી જીવ-નિગોદની કોટીનો કે દેવની કોટીનો, મુળ સ્વરૂપે અનંત આત્મશક્તિ ધરાવે છે પરંતુ કર્મબંધનના કારણે આ બધી શક્તિઓ ઉપર વધતા-ઓછા અંશે આવરણો આવી ગયેલા હોઈ તેને ભવભ્રમણના ચક્રમાં અટવાવું પડે છે. તે ભવભ્રમણનો અંત પંચપરમેષ્ઠિના નમસ્કારરૂપ પરમ આલંબનથી જ લાવી શકાય. તેના જાપ અને સ્મરણથી જ સંસાર-સમુદ્ર તરી જવાય. શ્રી કલ્યાણ-મંદીર સ્તોત્રમાં કહ્યું છે કે.-

"आस्तामर्चित्य महिमा जिन ! संस्तवस्ते ।
नामापि पाति भवतो भवतो जगंति ॥"

"ध्यानात् जिनेश ! भवतो भविनः क्षणेन ।
देहं विहाय परमात्मदशां व्रजंति ॥"

શ્રી ભક્તામર સ્તોત્રમાંથી પણ આવી જ મતલબના ઘણા સૂત્રો ટાંકી શકાય તેમ છેઃ-

"त्वन्नाममंत्रमनिशं मनुजाः स्मरंतः,
सद्यः स्वयं विगतबंधभया भवंति ॥"
"उद्यत् दिवाकरमयूखशिखापविद्धं ।
त्वत्कीर्तनात्तम इवाशु भिदामुपैति ॥"
"आक्रामति क्रमयुगेन निरस्त-
शंकस्त्वन्नामनागदमनी हृदि यस्य पुंसः ॥"
"आस्तां तव स्तवनमस्तसमस्तदोषं ।
त्वत्संकथापि जगतां दुरितानि हन्ति ॥"
त्वामेव सम्यगुपलभ्य जयंति मृत्युं ।
नान्यः शिवः शिवपदस्य मुनींद्र ! पंथाः ॥

આવા આવા વિદ્વત્તાપૂર્ણ-અસંદિગ્ધ-ટંકશાળી (Indisputable) અનેક સૂત્રો-કથનો મુમુક્ષુઓના ભાવભર્યા ઉલ્લાસમાં અને ઉત્સાહમાં અવિરતપણે વધારો કર્યે જાય છે અને મહામંત્રના જાપ-સ્મરણ અને સ્તવન માટે તેમને પ્રખર ઉદ્યમશીલ કર્યે જાય છે.

**દેવ-દેવીનું આરાધન કરવા જતાં ફસી પડતા મુગ્ધજનો**

આગળ ઉપર એકવાર કહી જવામાં આવેલ છે કે આ જાપ, નિષ્કામ વૃત્તિથી, કોઈપણ પ્રકારનું નિયાણું બાંધ્યા સિવાય, ઐહિક-આમુષ્મિક સુખ-સગવડ મેળવવાની ભાવના રાખ્યા સિવાય, કેવળ મોક્ષપ્રાપ્તિરૂપ ધ્યેયની સિદ્ધિ માટે જ કરવાનો છે. સામાન્ય મંત્રોના જાપ-સ્મરણથી તે તે મંત્રોના અધિષ્ઠાતા દેવ-દાનવો, ભુત-પિશાચો અને ક્વચિત્ શાસનદેવો પણ સામાન્ય રીતે તેમની પ્રશંસાત્મક સ્તુતિ, ભક્તિ, આરાધનાથી

પ્રસન્ન થઇ, આરાધકોની સામાન્ય મનોકામના સિદ્ધ કરવાનું તેમની શક્તિ–મર્યાદામાં હોય તો તે સિદ્ધ કરે છે. વળી સામાન્ય જન સમુદાય 'ચમત્કાર વગર નમસ્કાર નહિ' એવા સૂત્રમાં જ ખાસ કરીને કદ માન્યતા ધરાવતો હોવાનું તેઓ બરાબર સમજતા હોવાથી કોઇ કોઈ વખત આવા દેવો 'ચમત્કાર' બતાવવાનું પણ ચુકતા નથી. વળી દેવયોનિમાંના જીવો સામાન્ય રીતે પામર મનુષ્યોની માફક વિધવિધ પ્રકારની ત્રુટીઓ અને નબળાઈઓ ધરાવતા હોઇ–તેમાંના કોઇ કોઇ ટીખળી સ્વભાવના હોવાથી, અન્ય જીવોના ભોગે–તેમને હેરાન થતા જોઇ, આનંદમગ્ન બની, અનેક પ્રકારના ચેન–ચાળા કરવામાં પણ મણા રાખતા નથી. આવા દેવોથી થતા ઉપદ્રવોથી બચવા માટે, પોતાને સુઝે તેવા ઉપાયો સૌ કોઇ લેવાનું કરે છે. આવા કીસ્સામાં "દુનિયા ઝુકતી હૈ, ઝુકાનેવાલા ચાઈએ" "લોભીયા હોય ત્યાં ધુતારા ભુખે મરે નહિ" એવી કહેવતો અનુસાર ભોળા–મુગ્ધ જનોને સ્પષ્ટ રીતે 'ઓજા–ફસાજા' કહ્યા સિવાય, યુક્તિ–પ્રયુક્તિથી ફસાવી પાડનારા ઠગ ભક્તો તથા ભુવા–ભામા એવા અવળે રસ્તે ચડાવી દે છે કે મુગ્ધજનો, પાછળથી સાચી સમજણ થતાં પોતાના મુર્ખાઇભરેલા કૃત્યો માટે પશ્ચાત્તાપ કરતા જણાય છે. વળી કોઇ કોઇ તો પૈસાની લાલચ આપીને બાળકના હાથમાંથી કડલી કાઢી લેવાની વૃત્તિ ધારણ કરનારની માફક, દેવ–દેવીને નૈવેદ્ય ધરીને કે હનુમાનજીને એક પૈસાનું તેલ ચડાવી, તેમની પાસેથી–તેમની પ્રકટ–અપ્રકટ મદદ અને સહાયથી, અનેક ગુણો લાભ મેળવવાની નેમ રાખે છે તેમ જ અનેક પ્રકારની બાધા–આખડી રાખે છે. ગુજરાત–કાઠીયાવાડની પ્રજા, અન્ય પ્રજાજનોને મુકાબલે, કંઇક ભોળી અને ધર્મઘેલી ગણાતી હોવાથી વહેમ–વંટોળમા વધારે ફસાઇ પડે છે. પરંતુ તે સાથે એટલું ભુલી જાય ...નાઉપાહારની છે કે આવા ધર્મ–ઘેલા, લાંચ–રુશ્વત કે લાલચથી લાલચથી દેવ– જ દેવ–દેવીને રીઝવવાની–પ્રસન્ન કરવાની આશા

**દેવીઓ કઈ રીતે છેતરાય ?** રાખનારા ભક્તજનોની મનોકામના અને મહત્વાકાંક્ષાઓ પાર પાડવાની, તેઓ ક્યાંય શક્તિ ધરાવતા હોય તો પણ જુજ કીંમતના નિવેદ બાકળા બલિદાન કે તેવથી લોભાઇ જઈ એવા નજીવી કીંમતના ઉપાદાનના બદલામાં અનેક ગુણો લાભ આપવાનું ઉચીત ધારી પોતાની અણસમજ કે ભોળપણનું પ્રદર્શન શા માટે કરે ?

દેવ-દેવીઓ પરાવલંબી સ્થિતિમાં મુકાઇ, ભક્તજનો ઉપર મીટ માંડવાને બદલે પોતાની લબ્ધિ કે શક્તિનો ઉપયોગ, મેવા-મીઠાઇનાં થાળ વિકુરવામાં કે ડુબકી મારી શકાય તેવા **વેવલા ભક્તોની સકામ ભક્તિ** તેલના પીપો ખડા કરવામાં કે જોઇતી વસ્તુઓ કે બલીદાનમાં અપાતી વસ્તુઓ, આપોઆપ મેળવી લેવામાં શા માટે ન કરે? આરાધ્ય દેવો અને તેમના ભક્તો વચ્ચેના આવા સોદાઓ કઇ રીતે ઇચ્છનીય ગણાય ? આ લઢે ચઢી જનાર મનુષ્યને પ્રેમલક્ષણા ભક્તિનું-હૃદયના ભાવપૂર્વકની ભક્તિનું મુલ્ય કઇ રીતે સમજાવવું ? તે તરફ કઇ રીતે વાળવા ? ભક્તિને આ રીતે વટાવી ખાવી અને અંધશ્રદ્ધાથી વેવલા બની ગયેલા ભક્તજનોની કક્ષામાં મુકાઇ ક્ષુદ્ર મનોકામનાઓ પૂર્ણ કરવા માટે દેવ-દેવીને તૈયાર થઇ જવાની આશા રાખવી તેનો શું અર્થ ?

આ પ્રસંગે કહેવું જોઇએ કે કેટલાક મુગ્ધ જૈન બંધુઓ પણ કોઇ કોઇ તીર્થસ્થાનીય વીતરાગ દેવાધિદેવની, સાચી-વિશુદ્ધ ભક્તિનું ભાન ભૂલી, બાધા-આખડીઓ રાખે છે અને કાકતાલીય ન્યાયે-કર્મસંયોગે કે કોઇ રડ્યા ખડ્યા કેસોમાં શાસનદેવની કૃપાથી, તે પાર પડતાં હૃદયનો સંતોષ, હર્ષોદ્રેક અને કંઇક ગૌરવ પણ અનુભવે છે પરંતુ તે સાથે એટલું ભૂલી જાય છે કે આવી પ્રવૃત્તિઓ કેવળ લોકોત્તર મિથ્યાત્વની જ કક્ષાની હોઇ તે કોઇ પણ રીતે શુદ્ધ સમકીતધારી માટે ઇચ્છનીય કે આવકારને પાત્ર ગણી શકાય નહી. લાભ સવાયા અને

દોઢા-બમણા કરવાની લાલચે કેટલીક પેઢીઓ નફામાં અમુક દોકડાનો શ્રી કેશરીઆજીનો કે અન્ય કોઇ તીર્થસ્થાનીય દેવાધિદેવનો ભાગ રાખે છે. તેમનું ચાલતું હોય તો તો નુકશાનમાં પણ ભાગ રાખે-પરંતુ તે વસુલ કરવાનું અશક્ય છે તેમજ ચમત્કારી દેવનો ભાગ રાખ્યાથી નુકશાન તો આવવાનું જ નથી, આવા મન-મનામણા ખ્યાલથી કેવળ નફામાંજ ભાગ રાખે છે પરંતુ તે બાબેના હીસાબ-ખિતાબની રીતસર દર વરસે ચોકસી થતી હશે કે કેમ તે એક પ્રશ્ન છે. આ કેટલે દરજ્જે પસંદ કરવા યોગ્ય તે તો જ્ઞાની મહારાજ જ કહી શકે. બાકી નફામાંથી દર વરસે અમુક ટકા ધર્માદા ખાતે કાઢવાની પ્રથા તો ઇચ્છનીય જ છે અને તે પુણ્યબળમાં વધારો કરનારી છે. વળી કેટલીક પેઢીઓ ધર્માદા-શુભ ખાતાની લગાવી રકમ ગ્રાહકો (ઘરાકો) પાસેથી વસુલ કરે છે અને પછીથી પોતાની સગવડે-પોતાને નામે-યોગ્ય લાગે ત્યારે, યોગ્ય લાગે તે ખાતે, યોગ્ય લાગે તેટલી રકમ ખર્ચ પાડીને મોટા જસ ખાટી જાય છે અને સાધનસંપન્ન છતાં પદરની રકમ વાપરવાની જવાબદારીમાંથી બચી જાય છે અને મને કે કમને ગ્રાહકોને તો હીસાબ સમજતી વખતે લાગાની રકમ ચુકવી આપી, જે કંઇ લાભ થતો હોય તે મેળવ્યાનો સંતોષ માની લેવો પડે છે.

કોઇ કોઇ જગ્યાએ દેરાસરોનો વહીવટ કરતી પેઢીઓ પણ કોઈ કોઇ ચીજ-વસ્તુનો ધુમ વ્યાપાર કરવાની પ્રવૃત્તિમાં પડી જઈ વધતા-ઓછા અંશે વ્યાપારી પેઢીઓ બની જાય છે અને તેને પરીણામે નફાખોરીનો આક્ષેપ પણ તેમને ક્વચિત્ સહન કરવો પડે છે અને ન્યાયસંપન્ન વિભવ નામા માર્ગાનુસારીના પહેલા ગુણની કસોટીએ ચઢવું પડે છે. આવા પ્રકારના વ્યવસાયો કેટલે દરજ્જે ઇષ્ટ ગણી શકાય તે પણ જ્ઞાની મહારાજ કહી શકે. આપણું શું ગજું ?

જૈન દૃષ્ટિએ, મોક્ષાભિલાષી માટે પરમ વીતરાગદેવની સાચી આરાધનાનો ઉપાય શ્રીમાન્ હરિભદ્રસૂરિજીનો આધાર ટાંકી આગળ

બતાવી જવામાં આવ્યો છે એટલે હવે અહીં પ્રસ્તુત પ્રસંગે એટલું જ ઉમેરવાનું રહે છે કે દેવાધિદેવની પૂજા-અર્ચા, ભક્તિ-આરાધના માટે ઉપરોક્ત ઉપાય ઉપરાંત-તે જ સૂચિત ઉપાયમાં બતાવ્યા મુજબ-ફરમાવ્યા મુજબ-શાસ્ત્રકારો એની ફરમાશ મુજબ અષ્ટ

**વીતરાગ દેવની દ્રવ્ય અને ભાવ-પૂજા કરતાં સેવાતા મનોરથો**

પ્રકારી, સત્તર ભેદી વગેરે પૂજાઓમાં તેમ જ અષ્ટોત્તરી સ્નાત્ર, શાંતિ સ્નાત્ર વગેરે વિધિ-વિધાન પ્રસંગે પ્રતિદિન કરાતી દ્રવ્યપૂજા અને ભાવપૂજાની અનિવાર્ય જરૂરીયાત બતાવવામાં આવી છે અને દ્રવ્યપૂજામાં ખાસ કરીને 'દ્રવ્ય તે ભાવ નિમિત્ત' એવી ચોક્કસ ભાવવૃદ્ધિની ગણતરીએ ઉત્તમોત્તમ ભાવપૂજાની સફળતા અને સાર્થકતાની સિદ્ધિ માટે, જલ, ચંદન, પુષ્પ, ધુપ, દીપ અને અક્ષત પૂજા ઉપરાંત નૈવેદ્ય અને ફળપૂજા પણ આવશ્યક ગણવામાં આવેલ છે અને તેથી વિધ વિધ પ્રકારના ઉત્તમોત્તમ નૈવેદ્ય અને ફળ આપણે પ્રભુજી આગળ ધરીએ છીએ અને "તાર તાર, મુજ તાર ભાવના ભાવો રે" "ફળપૂજા કરે જે ભાવે તે શીવરમણી સુખ પાવે" "એવા દેવાધિદેવને પૂજીજી-ભવ ભવના પાતીક ધુજેજી" એવી એવી જ વિશુદ્ધ મનોકામના વ્યક્ત કરતી ભાવના ભાવીએ છીએ અને દ્રવ્ય-પૂજા કર્યા બાદ ઉલ્લાસપૂર્વક ભાવપૂજામાં બને તેટલી તલ્લીનતા પ્રાપ્ત કરવા-એકતાનતા સાધવા ઉત્સુક રહીએ છીએ. આવી જ પૂજા-ભક્તિ સર્વોત્કૃષ્ટ હોઇ અત્યંત એષણીય છે અને નવકારમંત્રનો જાપ અને સ્મરણ આવી જ પૂજા-ભક્તિ તરફ આપણને દોરી જાય છે.

આગળ કહેવાઇ ગયું છે કે શુષ્ક ચિત્તે, શુન્ય મનસ્કતાથી, આત્મ-સ્વરૂપના ભાન સિવાય, વિવેક તેમ જ ઉપયોગ રાખ્યા સિવાય, પોપટની માફક 'અચરે-અચરે રામ' બોલી જવાની જેમ

**નવકારમંત્રના આરાધન અંગે-**

નવકારમંત્રનો જાપ કે સ્મરણ કરવાથી કંઇ દહાડો વળે તેમ નથી; એટલે હવે આપણે વિચાર કરવાનો

**તેનો અધિકારી કોણ? તે ક્યારે-કેવા સ્થળે કેવી કેવી તૈયારી અને અપેક્ષાપૂર્વક?**

રહે છે કે-આવા જાપ-સ્મરણનો અધિકારી કોણ અને તે ક્યારે-કેવા સ્થળે, કેવી કેવી તૈયારી સાથે-કેવી અપેક્ષાથી કરવો જોઇએ. જૈન દર્શન ધાર્મિક ક્રિયાઓ કે વિધિ-વિધાનને. અંગે કોઇપણ પ્રકારના પ્રવૃત્તિભેદ, લિંગભેદ, કે વિચારભેદ કે મત-મતાંતર યા તો જ્ઞાતિભેદને વચ્ચે નહિ લાવતાં, મોક્ષસુખની અભિલાષા ધરાવતા સૌ કોઇને તેના અધિકારી ગણે છે. અને તેની સાધનાને માટે શ્રીમાન્ હેમચંદ્રાચાર્યપ્રણીત યોગશાસ્ત્રના સ્વાનુભવરૂપ બારમા પ્રકાશના ૨૨ થી ૨૫ શ્લોકોમાંથી યોગ્ય પ્રકાશ અને માર્ગદર્શન મેળવવાના રહે છે. અત્ર તે રહસ્યપૂર્ણ-અર્થગંભીર-મનનીય શ્લોકોનો નીચે મુજબનો અનુવાદ જ ટાંકવાનું યોગ્ય ધાર્યું છે.

**ઉપરોક્ત બાબતોમાં શ્રી હેમચંદ્રાચાર્યનું સ્વાનુભવ-સિદ્ધ કથન**

"એકાન્તે, અતિ પવિત્ર અને રમણીય સ્થળમાં, હમેશાં સુખપૂર્વક બેસી, પગથી માથા સુધીના શરીરના બધા અવયવોને શિથિલ કરી, સુન્દર રૂપ જુએ, મધુર-મનોહર વાણી સાંભળે, સુગંધી પદાર્થોને સુંઘે, સ્વાદીષ્ટ રસોનો આસ્વાદ લે, કોમળ પદાર્થોનો સ્પર્શ કરે અને ચિત્તની વૃત્તિ બીજે જાય તો પણ તેને વારે નહિ પણ રાગ-દ્વેષરહીત, ઉદાસીનતાને ધારણ કરી, વિષયની ભ્રાન્તિને તજી, હમેશાં બહાર. અને અંતરમાં ચિંતા અને ચેષ્ટાથી રહીત થઇ, તન્મયતાને પ્રાપ્ત થયેલો યોગી અત્યંત ઉન્મની-ભાવને પામે છે." આ જ પ્રકાશમાં આગળ ઉપર કહેવામાં આવ્યું છે કે "યોગી બાહ્યાત્મભાવને દૂર કરી, પ્રસન્નતાયુક્ત અંતરાત્મા વડે પરમાત્મામાં તન્મય થવા માટે પરમાત્માનુ ચિન્તન કરે," આત્મબુદ્ધિથી (અહંભાવ અને મમતા બુદ્ધિથી) શરીરાદિકને ગ્રહણ કરનાર

**બહિરાત્મા અંતરાત્મા ને પરમાત્મા**

બહિરાત્મા કહેવાય છે અને કાયાદિકનો અધિષ્ટાતા-સાક્ષી (તટસ્થ દ્દષ્ટા) અન્તરાત્મા: કહેવાય છે. જ્ઞાન સ્વરૂપ, આનંદમય, સમગ્ર ઉપાધિથી રહીત, પવિત્ર,

તે મુમુક્ષુઓએ ખાસ અજમાવવા જેવા છે. શ્રીમાન્ યશોવિજયજી પણ કહી ગયા છે કે "જબ લગ આવે નહિ મન ઠામ, તબલગ કષ્ટ ક્રિયા સવિ નિષ્ફળ, જ્યૌં ગગને ચિત્રામ-જબ લગ આવે નહિ." ઉપરોક્ત માર્ગદર્શનથી મહામંત્રની આરાધના કંઈક સુલભ અને સુતર થાય છે અને સંસારના ક્ષણિક સુખની પરવા નહિ કરતાં, અંતિમ ધ્યેય તરફના પ્રયાણમાં મચ્યા રહીએ તો સંસારસમુદ્ર સહેજે તરી જવાય.

સ્થાનકવાસી બંધુઓ અને દિગમ્બર ભાઈઓ નવકારના નવ પદોમાંથી પ્રથમના પાંચ પદોનો જ સ્વિકાર કરે છે અને બાકીના ચાર પદોની જરૂર ધારતા નથી; પરંતુ તેથી પંચ પરમેષ્ટીને નમસ્કાર પુરતો ભાગ અખંડીત રહેતો હોવાથી તેના મહત્વને કે ફલાદેશ(અધ્યાહાર માની લેઈએ તો)ને ક્ષતિ પહોંચતી હોવાનું જણાતું નથી. જો કે વિશિષ્ટ વિશેષણો યુક્ત વિશેષ્યો વધારે આકર્ષક, સાર્થક અને આદરને પાત્ર ગણાવા જોઇએ અને તેથી જ આપણા પૂર્વાચાર્યો પાંચને બદલે નવ પદનો આગ્રહ રાખે છે. સામાન્ય રીતે ફલાદેશ તો આરાધકની ભાવનાની વિશુદ્ધતાના પ્રમાણ ઉપર જ આધાર રાખે છે નિર્મળ સ્ફટીક પાસા પાડેલ ચિંતામણી રત્નને ગમે તે બાજુથી તપાસો તો પણ તેની મહત્વતામાં લેશ માત્ર ઉણપ જણાની નથી. તેમ આ નમસ્કાર મહામંત્રને પણ મંત્રશાસ્ત્રની

**વિધવિધ દૃષ્ટિએ નવકારમંત્રની વિચારણા**

દૃષ્ટિએ કે યોગશાસ્ત્રની દૃષ્ટિએ, આગમ સાહીત્યની દૃષ્ટિએ કે કર્મ સાહીત્યની દૃષ્ટિએ, ઐહિક દૃષ્ટિએ, પારલૌકીક દૃષ્ટિએ, દ્રવ્યાનુયોગની દૃષ્ટિએ, ચરણકરણાનુયોગની દૃષ્ટિએ, ગણીતાનુયોગની દૃષ્ટિએ, ધર્મકથાનુયોગની દૃષ્ટિએ, ચતુર્વિધ સંઘની દૃષ્ટિએ, વ્યક્તિગત દૃષ્ટિએ, ચરાચર વિશ્વની દૃષ્ટિએ, સમષ્ટિગત ઉન્નતિની દૃષ્ટિએ, અનિષ્ટનિવારણની દૃષ્ટિએ, ઇષ્ટસિદ્ધિની દૃષ્ટિએ, સ્વાનુભવની દૃષ્ટિએ કે પ્રભુત્વ મહામંત્રની દૃષ્ટિએ-ઉપરની અનેક દૃષ્ટિઓમાંની હરકોઇ દૃષ્ટિએ ચકાસી જોતાં,

શુદ્ધ સુવર્ણ જેમ કષ, છેદ, તાપ, તાડન વગેરે વિધવિધ પ્રયોગોમાંથી પસાર થતાં વધારે દેદીપ્યમાન થતું જણાય છે–મણિરત્ન જેમ ગમે તે બાજુથી તપાસી જોતાં વધારે પ્રકાશમાન–ઝળહળતું જણાય છે તેમ આ નમસ્કાર મહામંત્ર ચૌદ પૂર્વના સાર તરીકે મહાશ્રુતસ્કંધરૂપ ગણાતો હોવાથી, પ્રત્યેક બાબતમાં વિશિષ્ટ અને ઉચ્ચતમ સ્થાન રોકતો જણાય છે, તેને વ્યાધિ હઝાર અને ઔષધ બારની ઉપમા તો કંઈક હીનોપમા જ ગણાય.

ઊંડી–વિશાળ–મધ્યસ્થ દષ્ટિથી, તર્કશુદ્ધ–યોગ્ય વિવેકપૂર્વક વિચારણા કરતાં ઉપરનું કથન ચાર છવ સંજીવીની ન્યાયના ધોરણે સ્વયંસિદ્ધ થતું જણાશે. ગર્ભિત રીતે તો ઉપરોક્ત લગભગ તમામ દષ્ટિઓથી જ આપણે 'સકળમંત્રશીરમુકુટમણિ' ગણાતાં આ નવકારમંત્રની આટલા લંબાણથી ચર્ચા–વિચારણા કરી છે એમ નિષ્પક્ષ બુદ્ધિથી, કંઈક ઊંડા ઉતરીને ખોજ કરનારને જણાઇ આવશે, છતાં પણ હાથ ધરેલ વિષયનું મહત્વ જોતાં તેનું અહીં વિશેષ સ્પષ્ટીકરણ પ્રસ્તુત અને ઉચીત જ ગણાશે.

મંત્રશાસ્ત્ર સંબંધમાં તો આગળ ઘણું કહેવાઇ ગયું છે અને તે દષ્ટિએ યથાયોગ્ય છણાવટ થઇ ગઇ છે. યોગશાસ્ત્રની દષ્ટિએ વિચાર

**યોગશાસ્ત્રની દષ્ટિએ મહામંત્રનું ઉદ્બોધન**

કરતાં, તેમાં પ્રધાન મુખ્ય વસ્તુ ચિત્તવૃત્તિનિરોધને ગણવામા આવતી હોઇ–તે સંબધમાં પણ મન યોગ, કાય યોગ, વચન યોગ સંબંધમાં પણ ઠીક ઠીક કહેવાયુ છે છતાં યોગ ઉપર કંઇક વિસ્તારની જરૂર છે. જૈન દર્શનના સિદ્ધાત મુજબ જગત અનાદિ કાળથી ચાલ્યું આવે છે અને તે હીસાબે અનાદિ કાળથી વિચારકોની બે પરંપરાઓ ચાલતી આવી છે. એક જડવાદીઓની આધિભૌતિક અને બીજી આત્મવાદીઓની અધ્યાત્મિક. બન્નેએ ચરાચર વિશ્વને સમજવાનો પ્રયત્ન કરેલ છે અને વિશ્વદર્શન ઉપરથી સુખ સંબંધી પોતાના સામાન્ય–મુખ્ય સિદ્ધાંતો ફલિત કરેલ છે.

સૌ પ્રાણીઓમાં પ્રિય વસ્તુની પ્રાપ્તિ માટેની રૂચિ અને પ્રવૃત્તિ તથા અપ્રિય વસ્તુને દૂર કરવા માટેની રૂચિ અને પ્રવૃત્તિ દેખાય છે.

**આધિભૌતિક અને અધ્યાત્મિક વિચાર પરંપરા–પહેલીનું વલણ (શારીરિક) ઇન્દ્રિય-સુખ તરફ છે ત્યારે બીજીનું વલણ આત્મસુખ તરફ છે.**

સુખ, શાંતિ, અનુકૂળતા સૌને પ્રિય છે અને દુઃખ, અશાંતિ અને પ્રતિકુળતા સૌને અપ્રિય છે, પરંતુ સુખની કલ્પના અને વ્યાખ્યામાં બન્ને પરંપરા જુદી પડે છે. ભૌતિક પરંપરાનો અનુયાયી ઇન્દ્રિય સુખને જ સાચું સુખ માને છે અને તેને માટે પ્રયાસ કરતી વખતે નીતિ–અનીતિ કે પુણ્ય–પાપનો વિચાર કરવાની જરૂર ધારતો નથી. જ્યારે અધ્યાત્મિક પરંપરાનો અનુયાયી, આત્માના પરિપૂર્ણ વિકાસની જ જરૂરીયાતમાં માનતો હોઈ, તદ્જન્ય સુખની આગળ, ઐહિક સુખને તદ્દન ગૌણ માને છે અને તેથી જ ઐહિક કે અધ્યાત્મિક સુખ માટેના પ્રયત્નો કરતો હોવા છતાં પણ તેમાં હિંસા–અસત્ય–ચોરી જેવા કે દગો–દંભ કે દાનવતા જેવા દુર્ગુણોનું લેશ માત્ર સેવન કરતો નથી. કારણ કે તેનું મુખ્ય ધ્યેય, રાગ-દ્વેષ, મોહ–કામ–ક્રોધ, માન, માયા, લોભ વગેરેનો ત્યાગ કરી સમભાવ પ્રગટાવી આત્માનો પરિપૂર્ણ વિકાસ સાધવાનું હોય છે. પહેલી પરંપરામાં આવતાં પ્રાણીઓને ઇન્દ્રિયસુખ માટેની ઝંખના પ્રધાનપણે અને આત્મિક સુખ માટેની ઝંખના ગૌણપણે હોય ત્યારે બીજી પરંપરામાં–તેથી તદ્દન વીપરીત સ્થિતિ પ્રવર્તતી હોય છે.

**ઐહિક સુખપ્રધાન ગણાતા સામ્રાજ્ય-વાદ, લોકશાસન-વાદ અને સમાજવાદ**

પહેલી પરંપરામાં આવતા પ્રાણીઓમાંના મનુષ્ય સમાજને, મનન કરવાની, યોજનાઓ ઘડવાની, સંઘબળ ઉભું કરવાની તેમ જ બીજાને પોતાના ઉપયોગમાં લેવાની કળા સાંપડેલી હોય છે. આ કારણે સમાજમાં ઇન્દ્રિયસુખની પ્રાપ્તિ અને વૃદ્ધિ માટે સામ્રાજ્યવાદ, લોકશાસનવાદ અને સમાજવાદ જેવા વાદો ઉભા થયા. આ બધા વાદો ઉત્તરોત્તર

અધિકમાં અધિક માણસોને અધિકમાં અધિક સુખ મળે એ દષ્ટિએ રચાયા, તેમાં ખાસ કરીને વધારે અને વધારે લોકપ્રિય થતો જતો સમાજવાદ, વ્યક્તિગત સુખ કરતાં સામુદાયીક સુખને વધારે મહત્વ આપે છે અને તેથી જ તે આર્થિક અસમાનતા દૂર કરવા મથી રહેલ છે.

**લોકપ્રિય થતો જતો સમાજવાદ**

વ્યક્તિગત લોભની તીવ્ર માત્રાને મારવા જ તે ઉત્પન્ન થયો હોય એમ સમજાય છે. આ કારણે તેમનો સિદ્ધાંત દેખાવમાં અધ્યાત્મવાદીઓના 'વસુધૈવ કુટુમ્બકમ્' જેવો ઉદાત્ત લાગે છે, પરંતુ વાસ્તવીક રીતે તો 'ઇન્દ્રિય સુખ'ની કલ્પના ઉપર તે રચાએલો હોવાથી સ્વાર્થમૂલક છે અને તેથા તેના વ્યાપક પ્રચાર માટે તેના ઉપાયો ગમે તેવા વિનાશક હોય છે.

**સમાજવાદથી અધ્યાત્મવાદની શ્રેષ્ઠતા–ઇન્દ્રિય સુખની ગૌણતા અને આત્મિક સુખની પ્રધાનતામાં.**

આ બાબતમાં ઊંડો વિચાર કરતાં પ્રતીત થાય છે કે ઇન્દ્રિય સુખોપભોગ માટેની રસાકસી કોઇને તે સંપૂર્ણ સુખ ભોગવવા દેતી નથી. વળી તે બીજાના સુખને ભોગે જ ભોગવાય છે અને બીજાના સુખની–તેવું અધિક સુખ ભોગવનારની ઇર્ષ્યા કરે છે. એટલે તેના મૂળમાં જ લોભ, ઇર્ષ્યા, મોહ, રાગ, દ્વેષ વગેરે અનિષ્ટ દુર્ગુણો ધરબાયેલાં હોય છે અને તેથી જ બધી અથડામણો ઉભી થાય છે. આ બધું દૂર કરવા માટેના અખતરાઓમાં પહેલો ઘા ઇન્દ્રિયોના વિલાસ ઉપર જ કરવાનો હોય છે અને તેમ થતાં અથડામણો આપોઆપ અદ્રસ્ય થતી જણાય છે. વળી અસત્ય, ચોરી, હિંસા, લોભ વગેરે દ્વારા ભેગા કરાતાં વૈભવના સાધનોનો સંગ્રહ બોજારૂપ જણાય છે તથા કલેશ–ઇર્ષ્યા–અન્યાય વગેરે અસામાજિક દુર્ગુણો ઓછા થતાં દેખાય છે અને તેનું સ્થાન સંયમ, સંતોષ–સેવા, આદરભાવ, સદાચાર, પ્રેમ વગેરે સદ્‌ગુણો સંભાળી લેતાં જણાય છે અને સમાજમાં સર્વત્ર શાંતિ સ્થપાવાની આશા બંધાય છે. આ રીતે

**ઉપરોક્ત કારણે ઇન્દ્રિય નિગ્રહથી પરંપરાએ થતો આત્માનો સાક્ષાત્કાર**

ઇન્દ્રિયનિગ્રહથી શરીર સંઘયણ મજબૂત થાય છે, મન સ્વસ્થ થાય છે અને ઇન્દ્રિયો અને મન ઉપર કાબુ રાખનારને કોઈ સ્વતંત્ર તત્ત્વની શોધ કરતાં, અખૂટ આનંદ અને અગાધ જ્ઞાનના ભંડારરૂપ આત્માનો સાક્ષાત્કાર થાય છે. આવા સાક્ષાત્કારથી–આત્મસ્વરૂપનું ભાન જાગ્રત થતાં, મનુષ્ય, દસ્ય જગતની બધી પ્રવૃત્તિઓ એક તટસ્થ (સાક્ષી) માણસ તરીકે કરવા પ્રેરાય છે. આવા આત્મવિકાસ ક્રમમાં આગળ વધતાં–તેનામાં કોઇ પ્રકારની આસક્તિ રહેતી નથી.

ઇન્દ્રિય સુખ અને આત્મિક સુખ વચ્ચેનું આ જ મહાન્ અંતર છે. એકના આદર્શની શરૂઆત 'કોઇ પણ ભોગે સુખપૂર્વક જીવો'થી થાય છે અને સુખપૂર્વક જીવો અને જીવવા દો જેટલી હદ સુધી વિકસીને અટકી જાય છે જ્યારે બીજાના આદર્શની શરૂઆત 'બધાંય સુખપૂર્વક જીવો'થી શરૂ થાય છે અને 'પોતાને ભોગે પણ જીવવા દો' જેટલી હદે વિકસે છે અને 'પરોપકારાય સતાં વિભૂતય:' ના સિદ્ધાંતને સાર્થક કરતી જણાય છે એકનો પ્રવૃત્તિ રાગ–દ્વેષ અને મોહમૂલક છે જ્યારે બીજાની પ્રવૃત્તિ, તેનાથી ઉલટી ત્યાગ, પ્રેમ અને જ્ઞાનમૂલક છે.

ઉપરોક્ત વિવેચનથી સ્પષ્ટ થાય છે કે આધિભૌતીક સુખ કરતાં આધ્યાત્મિક સુખ અનતગણુ ઉચુ, સ્થાયી અને શાશ્વત છે. સર્વં પરવશં દુખં, સર્વમાત્મવશમ્ સુખમ્–આ જ સુખ દુઃખની સાચી વ્યાખ્યા છે.

**પાશ્ચાત્ય પ્રજાનું વલણ આધિ-ભૌતીક સુખ માટે**

આધિભૌતિક સુખને માટે જે રીતે પાશ્ચાત્ય વિદ્વાનોએ ખુબ વ્યવસ્થિત વિચારો અને નિર્ણયો કર્યા છે તેમ આધ્યાત્મિક સુખની પ્રાપ્તિ માટે આપણા પ્રાચીન ઋષિ મુનીઓએ ખુબ–ખુબ વ્યવસ્થિત વિચારો અને નિર્ણયો કર્યા છે એટલું જ નહિ પણ તે

**તથા આર્ય પ્રજાનું લક્ષણ આત્મિક સુખ માટે.** નિર્ણય મુજબ તેઓએ પોતાનું વર્તન રાખ્યું છે–સમગ્ર જીવન જીવી બતાવ્યું છે અને શાશ્વત સુખ પ્રાપ્ત કરવામાં સફળ થયા છે. સુખ માટેની આ સાધના–આવર્તન તે યોગ.

**અધ્યાત્મ સુખ માટેની સાધના–એ જ યોગ** આર્યાવર્તની બહુ પ્રાચીન પરંપરાઓ ત્રણ–વૈદિક, બૌધ અને જૈન. ત્રણેની આધ્યાત્મિક સુખની કલ્પના એકસરખી જ જણાય છે અને જુદા જુદા શબ્દોમાં છતાં પણ ત્રણેયે તે સુખની પ્રાપ્તિ માટે એક જ ઉપાય બતાવ્યો છે. તે ઉપાય તે યોગ.

**વૈદીક–બૌધ અને જૈન ત્રણે સંસ્કૃતિનીઅધ્યાત્મસુખની કલ્પના એક સરખી જ અને તે માટેના ઉપાયો તે જ યોગ ત્રણેને માન્ય.** પાતંજલ યોગદર્શનમાં 'યોગશ્ચિત્ત વૃત્તિનિરોધઃ'ના સૂત્રથી યોગની વ્યાખ્યા કરી છે. (શુભાશુભ) વૃત્તિઓનો નિરોધ–તે યોગ. રાગ–દ્વેષ વગેરે વૃત્તિઓ પોતામાં તેમજ જગતમાં અશાંતિ ફેલાવે છે એટલે જો વૃત્તિઓનો નિરોધ થાય તો આત્મામાં સમભાવ પેદા થાય. આ સમભાવ તે જ યોગ. ગીતામાં કહ્યું છે કે **'समत्वं योग उच्यते'** વળી આગળ ચાલતા કહ્યું છે કે **'योगः कर्मसु कौशलम्'** કૌશલ એટલે નિપુણતા–પરિપૂર્ણતા, સહજતા–એટલે **સમતા** એટલે ઉપેક્ષા. તેમાં વિહ્વળતા કે ઉન્માદ હોતાં જ નથી. તેની બધી જ પ્રવૃત્તિ 'અનાસક્ત'–ભાવે થતી હોય છે–તે જે કંઇ કરે તે ફલેચ્છા વિના, એટલે યથાર્થે–લોકસંગ્રહાર્થે, અહંત્વ, મમત્વનો ત્યાગ કરીને જ કરે.

બુદ્ધ ભગવાને પણ અનેક વખત કહ્યું છે કે ચિત્તનું સમાધાન કરવું એટલે કે અકુશળ મનોવૃત્તિઓને છોડી કુશળ મનોવૃત્તિઓનુ સેવન કરવું અને છેવટે કુશળ ઉપર પણ ઉપેક્ષાભાવ કેળવવો અને આત્મામાં સ્થિર થવું–આનું નામ જ સમત્વપ્રાપ્તિ અને તે જ યોગ–તેનાથી જ આધ્યાત્મિક સુખની પ્રાપ્તિ.

જૈન દૃષ્ટિનો સૂર પણ આથી કંઇ જુદો પડતો નથી. શ્રીમદ્ હેમચંદ્રાચાર્ય, શ્રી હરિભદ્રસૂરિ, શ્રી ઉમાસ્વાતિ વાચક વગેરે પૂર્વાચાર્યોને અનુસરીને યોગશાસ્ત્રના પ્ર. ૧–૧૫ માં યોગની વ્યાખ્યા એ રીતે કરી કે– (શ્લોકનો ભાવાર્થ) "(ધર્મ, અર્થ, કામ અને મોક્ષરૂપ) ચાર પુરુષાર્થોમાં મોક્ષ ઉત્તમ છે અને યોગ, તેની પ્રાપ્તિમાં કારણ છે. તે યોગ એટલે સમ્યગ્જ્ઞાન, સમ્યક્શ્રદ્ધા અને સમ્યક્ચારિત્રરૂપ રત્નત્રય. આ ઉપરથી એમ સમજવું જોઇએ કે મોક્ષને પ્રાપ્ત કરવામાં જે સાધનભુત–સાધન રૂપ જે જે વિશ્વાસ–વિચાર અને વર્તન તે બધાં યોગરૂપ હોઇ, તે ઉપાદેય અને તે સિવાયના બધાં પ્રકારના વિશ્વાસ, વિચાર અને વર્તન યોગરૂપ નથી અને તેથી તે હેય છે.

"સાચો યોગી તે શુષ્ક જ્ઞાની નહિ, કેવલો ભક્ત નહિ પરંતુ જ્ઞાન અને ભક્તિમય અનાસક્ત કર્મ કરનારો." શ્રી યશોવિજયજીએ સ્વરચીત યોગદૃષ્ટિની સજ્ઝાયમાં–મિત્રા, તારા, બલા, દીપ્રા, સ્થિરા, કાંતા, પ્રભા અને તારા–મળી આઠ દૃષ્ટિની આઠ ઢાળોમાં "યોગ" વિષયે ઘણો સારો પ્રકાશ પાડ્યો છે."

મહર્ષિ પતંજલિએ યોગના આઠ વિભાગ પાડેલા છે. યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ. આ આઠેય અંગોના અનુષ્ઠાનથી મોક્ષપ્રાપ્તિ થાય છે.

આ આઠ અંગોમાંનું ચોથું અંગ 'પ્રાણાયામ' જુના વખતથી જ ઘણું વિકસેલું છે અને તેથી જ તેની પ્રક્રિયાને 'હઠયોગ' એવું નામ અપાયું છે. હઠયોગથી અનેક સિદ્ધિઓ પ્રાપ્ત યોગની કક્ષામાં થતી હતી તેથી તાપસો અને ઋષિમુનિઓ એમાં જ હઠયોગનું ઉતરતું અટવાઇ ગયેલા રહેતા. આવી સિદ્ધિઓ જોઇ લોકો સ્થાન–તેનું કારણ. તેના પ્રભાવમાં અંજાઇ જતા. પરમાર્થને નહિ જાણનારા આવા (કમઠ તાપસ જેવા) તેમજ ઉપરોક્ત ઋષી–મુનીઓ જેવા હઠયોગીઓની શ્રી પાર્શ્વનાથ સ્વામિએ,

શ્રી મહાવીર ભગવાને તેમ જ બુદ્ધ ભગવાને પણ ખુબ ખબર લીધી છે. શ્રી હેમચંદ્રાચાર્યે પણ પોતાના યોગશાસ્ત્રમાં તેનો નિષેધ કર્યો છે તે એમ કહીને કે પ્રાણાયામથી કાયક્લેશ બહુ થાય છે અને પારમાર્થિક હેતુ (મોક્ષ) સધાતો નથી. તેનાથી કેટલીક સિદ્ધિઓ સાંપડે છે પણ મોક્ષ નહિ. તે માટે તેમાં અટવાવાની ગીતાકારે પણ ના પાડી છે. મહાત્મા ગાંધીજી પણ એવો જ મત ધરાવે છે. ખુદ પતંજલિ ઋષિએ પણ સિદ્ધિઓમાં અટવાઈ જવાનો નિષેધ કર્યો છે.

ઉપર જણાવ્યા મુજબનો યોગ જો એક વ્યક્તિને અનુપમ અને શાશ્વત સુખ આપી શકતો હોય તો સમગ્ર સમાજ, રાષ્ટ્ર કે વિશ્વને જરૂર તેવું સુખ આપી શકે. જે એક વ્યક્તિને માટે શક્ય કે સાચું છે તે એક સમુહને માટે પણ શક્ય અને સાચું જ હોય. દુનિયાભરમાં આજે 'વિશ્વશાંતિ' નો પ્રશ્ન ચકડોળે ચઢ્યો છે, ત્રીજા વિશ્વયુદ્ધના નગારા ગડગડી રહ્યા છે. 'વસુધૈવકુટુમ્બક' કે 'વિશ્વબંધુત્વ'ની ભાવના ક્યાંય હડસેલાઈ ગઈ છે. વધારાની જમીન કે તે ઉપરની સત્તા અને અમલ મેળવવાનું અશક્ય જણાતાં ઘણી ઘણી બાબતોમાં પાછળ પડી ગયેલ દૂરદૂરના દેશોમાંના રાજ્ય કરતાં સત્તાધીશો ઉપર અને ત્યાંની પ્રજા ઉપર, વ્યાપારવૃદ્ધિ દ્વારા દ્રવ્યની તીવ્ર લાલસા અને ન ધરાતી ભૂખની તૃપ્તિ માટે પોતાનું વર્ચસ્વ સ્થાપવાનો લોભ ઘણા આગળ વધી ગયેલા મોટા મોટા રાજ્યો પણ સેવી રહ્યા છે. જગતભરમાં આજે લોભનું

સામ્રાજ્ય છવાઈ ગયું છે. 'પરસ્પર મદદ કરવી કે

યોગ જગદ્વ્યાપી એક બીજાને આધારે જીવવું અને બીજાને જીવવા

થયા વિના વિશ્વ- દેવું" એ તો સૃષ્ટિક્રમ છે. એ ભુલાઇ ગયું છે અને

શાંતિ અશક્ય છે. સર્વત્ર સત્તાલોભ–વર્ચસ્વલોભ–ચૂસણનીતિ વગેરે

તેને વ્યાપક કઇ રીતે સ્વાર્થી પ્રવૃત્તિઓ જામી ગઇ છે. (જુઓ **परस्परोप-**

બનાવી શકાય. **ग्रहो जीवानाम्**–તત્વાર્થ સૂત્ર ૫–૧૭). સ્વાર્થનો

અધિનાયક દેવ અત્યારે સર્વત્ર, મનુષ્યો પાસેથી

પોતાના સ્વભાવથી વિરુદ્ધ કાર્યો કરાવી રહ્યો છે. આધુનિક જીવનમાં અનેક જટીલ અને વિકટ પ્રશ્નો તાત્કાલિક ઉકેલ માગી રહ્યા છે. એ ઉકેલ, ઉપર જણાવી ગયા મુજબના યોગના જગદ્વ્યાપી થવા વિના અશક્ય છે અને યોગને જગદ્વ્યાપી બનાવવા માટે કોઈપણ શાસ્ત્ર કે મંત્ર, શક્તિ કે તાકાત ધરાવતા હોય તો તે નવકાર મહામંત્ર અને નવકાર મહાશ્રુત જ છે.

યોગને વ્યાપક બનાવવા માટે સંક્ષેપમાં નીચેના ગુણોની–તેના વિકાસની–અત્યંત આવશ્યકતા છે. (૧) ઈન્દ્રિય અને મન ઉપરનો કાબુ. (૨) મનની સ્થિરતા. (૩) વિવેક–જાગૃતિ–વ્યવસ્થા બુદ્ધિ–ભેદજ્ઞાન. (૪) અહત્વ–મમત્વનો ત્યાગ એટલે નિરભિમાનતા. (૫) ઉત્સાહ–વીર્ય. (૬) પૂર્વગ્રહોનો ત્યાગ. (૭) કષાય ત્યાગ. (૮) સેવાર્થે હમેશ કંઈક કરી છુટવાની વૃત્તિ–સદ્વર્તન–આદર્શ ચારિત્ર. આધુનિક સમયને અનુલક્ષીને વિચાર કરતાં–ઉપરના ૮ ગુણોને, પતંજલીએ બતાવેલ ૮ વિભાગને સ્થાને મુકી શકાય. ઉપરોક્ત ગુણોને વિકસાવવાની શક્તિ નવકારમંત્રના પ્રભાવથી સહેજે પ્રાપ્ત થાય છે.

શાસ્ત્રકારો કહે છે કે યોગથી–તેના પ્રયોગથી, અનેક પ્રકારની વિભુતિઓ, લબ્ધિઓ અને સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે–તેને તો યોગવૃક્ષની કુંપળો જેવી જ ગણવાની છે અને તેનું ફળ તો મોક્ષ જ છે.

હવે આગમ–સાહિત્યની દૃષ્ટિએ વિચાર કરતાં કહેવાનું કે સંસાર–દાવાનલની સ્તુતિની ત્રીજી ગાથામાં જણાવ્યા મુજબ (સ્નાતસ્યાની સ્તુતિની ત્રીજી ગાથામાં પણ એમ જ કહેવાયું છે).

**આગમ–સાહીત્ય–ની દૃષ્ટિએ નવકાર–મંત્ર**

ચરમ તીર્થંકર શ્રી મહાવીરજિનપ્રણિત અને ગણધર–રચીત આગમ સાહીત્ય–વિશાળ દ્વાદશાંગી સાહીત્ય, વિશાળ જળનિધિરૂપ હોઇ–તેની અંદર ચૌદ પૂર્વ મુખ્ય સ્થાન રોકે છે અને આ નવકારમંત્ર–ચૌદ પૂર્વના સારરૂપ ગણાય છે. હાથીના પગમાં જેમ ઘણા પ્રાણીઓના

પગલા સમાઇ જાય છે એ ન્યાયે-આ નવકારમહામંત્ર પંચ પરમેષ્ઠિના નમસ્કારરૂપ હોવાથી અને પંચ-પરમેષ્ઠિમાં તમામ આરાધ્ય વસ્તુ આવી જતી હોવાથી લક્ષ્યસ્થાને પહોંચવા માટે તે સર્વોત્તમ સાધનરૂપ છે અને આગમ સાહીત્યના ઊંડા અભ્યાસથી પણ તે જ સાધનની મુખ્યતા-પ્રચુર ઉપયોગિતા વધારે સ્પષ્ટપણે સમજાય છે એટલે તે દૃષ્ટિએ નવકારમંત્રની આરાધના કોટી ગમે ઉપકારક છે. પંચ પરમેષ્ઠિના નમસ્કાર પ્રસંગે, તેમના અનંતા અને ખાસ કરીને ૧૦૮ વિશિષ્ટ ગુણોની વિચારણા ઉદ્ભવતાં, ક્રમે ક્રમે તેમાં અવિચલ શ્રદ્ધા અને પ્રિતિ જામતાં-જે તે ગુણોની પૂજાદ્વારા તેની પ્રાપ્તતાની અનિવાર્ય આવશ્યકતા સમજાતાં તે તે ગુણોના વધતા-ઓછા અંશે ભાજક થવાનું અહોભાગ્ય પ્રાપ્ત થાય છે. જ્ઞાન-ક્રિયાના સહયોગથી સાધ્ય તરફનું પ્રયાણ સરલ, ઝડપી તેમજ વેગવાળું બને છે એટલે આથી વધારે આગમ સાહિત્યના ઊંડા અભ્યાસથી આપણે શું મેળવી શકવાના છીએ તે એક પ્રશ્ન છે. છતાં પણ કહેવું જોઇએ કે અધિકસ્ય અધિકં ફલં એ ન્યાયે જ્ઞાનપ્રાપ્તિમાં કદી તૃપ્તિ હોઇ શકે નહિ. શાસ્ત્રના વિશાળ અને ઊંડા જ્ઞાનથી ગુણ-ગ્રાહક વૃત્તિને વધારે ખીલવવાની તમન્ના જાગે છે અને તે જેટલા અંશે ખીલવી શકાય-પુષ્ટ બનાવી શકાય તેટલી ખીલવીને, પુષ્ટ બનાવીને, તે તે ગુણોના સર્વાંશે ભાજક થવાની લાલસા, તીવ્ર જીજ્ઞાસા અને શક્તિમાં વધારો કરતાં રહેવું એ જ આપણો પરમ ધર્મ છે પણ સાથે સાથે કહેવુ જોઇએ કે આત્મવંચના કરી, ઉતાવળા થઇ-જે તે ગુણો આપણામાં આવી ગયા છે એવી ખોટી માન્યતામાં આપણે ફસાઇ જવું જોઇએ નહિ. તેને માટે તો કોઇ નિષ્ણાત-સજ્જનની પરીક્ષામાં જ પસાર થવાનું રહે છે-કરોકટીની કસોટીએ ચડવાનું રહે છે. આવી પરિસ્થિતિમાં આગમના અભ્યાસની અને તે અભ્યાસને દીપાવે તેવું વર્તન કેળવવાની-ચારિત્ર ઘડવાની જરૂર છે. કેવળ શુષ્ક જ્ઞાન માત્રથી ઉત્તમ ચારિત્રનું બંધારણ થઇ જતું નથી તે માટે સમજણપૂર્વક સતત

પ્રયાસ કરતા રહેવાની જરૂર છે અને કહેવાની જરૂર નથી કે ઉત્તમ સદ્‌ગુણો ઉત્તમ ચારિત્રના બંધારણના મજબુત પાયારૂપ છે.

**કર્મસાહિત્યની દૃષ્ટિએ-નવકારમંત્ર**

કર્મસાહિત્યની દૃષ્ટિએ વિચાર કરતાં–આપણે આગળ જોઈ ગયા છીએ કે અરિહંતદેવ પણ પરમ વીતરાગ દશા ધારણ કરતા હોવાથી, અનંત લબ્ધિ અને અનંત શક્તિના ધણી છતાં પણ કોઈ કોઈ જૈનેતર દૃષ્ટિથી તદ્દન ભીન્ન મત ધરાવતી જૈન દૃષ્ટિ મુજબ, આપણી ભક્તિથી પ્રસન્ન થઈને, આપણો હાથ ઝાલી મુક્તિપુરીમાં મુકી દે તે બનવું તદ્દન અસંભવીત હોવાથી, પંચ પરમેષ્ઠિને પરમ આલંબનરૂપ માની આપણે આપણા પગ ઉપર જ ઉભા રહેવાનું છે. કર્મના બંધ-ઉદય-ઉદીરણા તેની વિધવિધ પ્રકૃતિઓ અને પ્રકારો–રસબંધ, કાળમાન, સ્થિતિ અને પ્રબળ શક્તિઓ વગેરે ઉપર જૈન શાસ્ત્રકારોએ વિધવિધ ગ્રંથોની રચના કરી, જે રીતે અને જેવો પ્રકાશ પાડ્યો છે તેવો કોઈ પણ જૈનેતર શાસ્ત્રવિશારદોએ પાડ્યાનું જણાતું નથી.

સમય બળે–કાળના પ્રભાવે કેટકેટલી ગ્રંથ રચનાઓનો વિચ્છેદ થવા છતાં પણ આ વિષયમાં હજુ ઘણા વિશાળ શાસ્ત્રગ્રંથો મળી આવે છે અને તેના અભ્યાસથી જૈન માન્યતા એટલી બધી દૃઢ થઈ છે કે આપણા ઉદ્ધાર માટે આપણે જ વીર્ય ફોરવવાનું રહે છે. મુળ સત્તાએ, પ્રત્યેક આત્માની શક્તિઓ અનંત છે અને તે બધી કર્મ–પુદ્‌ગલોથી અવગાઈ ગઈ છે–ઢંકાઈ ગઈ છે–તદ્દન સુષુપ્ત દશામાં જ પડી રહી છે, તેને આપણે અપૂર્વ વિર્યોલ્લાસથી કર્મ–પુદ્‌ગલોનો નાશ કરી, કર્મબંધનોનો છેદ ઉડાડી, જાગ્રત કરવાની છે અને તેની મદદથી જ આપણે આગળ વધવાનું છે. આપણી આગેકુચમાં, પ્રયાણયાત્રામાં, કુશળ માર્ગદર્શક થઈ પડે, હીતચિંતક ભોમીયાની ગરજ સારે, ભયજનક સ્થાનોથી બચાવવા માટે Caution-board કે દીવાદાંડીનું કામ કરે, અઘોર અરણ્યમાં

અખંડ-પ્રજ્વલીત-પુરતો પ્રકાશ પાડતા દીપકની ગરજ સારે અને પરમ આલંબનરૂપ થઇ પડે-ઉત્તમ આદર્શનું સ્થાન શોભાવે-તેવા પ્રચુર સાધનો આપણી સન્મુખ ભર્યાં પર્યાં છે તેનો સદુપયોગ જ કરવાનો રહે છે. આ પ્રયાણુમાર્ગમાં નમસ્કાર મહામંત્ર જેવું અને જેટલું મદદગાર થઇ પડે તેવું બીજું એકે પ્રખર અને પ્રબળ સાધન દષ્ટિગત થતું નથી અને તેથી જ કર્મસાહીત્યની દષ્ટિએ પણ તેની ઉત્કૃષ્ટ મહત્વતા સિદ્ધ થાય છે. પ્રબળ ભાગ્યોદયના પ્રતાપે, વિશિષ્ટ પુણ્યબળના પ્રભાવે નવકારમંત્રનો આશ્રય લીધાથી સઘળા કર્મોનો સહેલાઈથી ક્ષય કરી શકાય છે. ઉત્તમોત્તમ શાશ્વત સુખની પ્રાપ્તિમાં પ્રબળ સાધનભુત

**ઐહિક-પારલૌકીક ઇષ્ટ સિદ્ધિની અનિષ્ટ નિવારણ-ની-દૃષ્ટિએ**

ગણાતા નવકારમંત્રથી, આ સંસારના અને સ્વર્ગલોકના સુખ સગવડો તો, કૃષિકારને જેમ વાવેતરથી અનાજ ઉપરાંત ઘાસ ચારો વગેરે વસ્તુઓ આવી મળે છે તેની માફક સ્વયમેવ પ્રાપ્ત થાય છે. વળી નવકારમંત્રની વિધિપૂર્વકની-પરમ શ્રદ્ધા સાથેની આરાધનાથી, તેના પ્રબળ પ્રભાવના પ્રતાપે, રોગોપદ્રવની શાંતિ, ઘાતક તેમ જ ઝેરી પ્રાણીઓથી સંરક્ષણ, અનિષ્ટ વસ્તુનું નિવારણ અને ઇષ્ટ વસ્તુની સિદ્ધિ સહેજે આવી મળે છે. (જુઓ-નવકારના છંદ નીચેનુ લંબાણ ટીપ્પણ અને નોટ) આ રીતે ઐહિક, પારલૌકીક, અનિષ્ટનિવારણ અને ઇષ્ટસિદ્ધિની દષ્ટિઓથી પણ નવકારનું મહામંત્રત્વ સિદ્ધ થાય છે.

જૈન શાસ્ત્રો, તદંતરગત વિષયની અપેક્ષાએ, દ્રવ્યાનુયોગ, ચરણ-કરણાનુયોગ, ગણીતાનુયોગ અને ધર્મકથાનુયોગ-એ રીતે ચાર ભાગમાં વહેંચાયેલા છે અને ચારે ભાગ વિધવિધ સ્વરૂપે પંચ પરમેષ્ટિના જ ગુણકથન-કીર્તનને મુખ્ય સ્થાન આપી-તેને પ્રબળ પુરૂષાર્થ અને અપૂર્વ વિદ્વતાપૂર્વક આગળ કરે છે.

પંચપરમેષ્ઠિના જાપ–સ્મરણ વખતે, તેમના અનંતાનંત ગુણોનો અને પરમપ્રભાવક અને ચારિત્રસંપન્ન વિભૂતિઓના પરમ આદર્શરૂપ જીવન-ચરિત્રોનો અભ્યાસ, ઉપરના ચારે યોગોના સાહિત્યથી જ થઈ શકતો હોવાથી–તેનું યથાસ્થિત સ્વરૂપે સ્મરણ થતું હોવાથી, તે ચારે યોગના સાહિત્યની દૃષ્ટિએ નવકાર મહામંત્રનું મહત્વ ઘણું વધી જાય છે. અરિહંતદેવના ધર્મોપદેશ પ્રસંગે, ઘણી ઝીણવટથી અને અર્થગંભીર–રહસ્યપૂર્ણતાથી, સૌ કોઈને સમજી શકાય તેવી સુમધુર, આકર્ષક,

**જૈન શાસ્ત્રના દ્રવ્યાનુયોગ વગેરે ચારે વિભાગોની દૃષ્ટિએ મહામંત્રનું ઉપકારત્વ**

ઉદ્બોધક અને સરળ વાણીમાં–નવ તત્ત્વોનું, ષડ્ દ્રવ્યોનું અને ખાસ કરીને આત્મદ્રવ્યનું, જડપુદ્ગલથી ભિન્ન ચૈતન્યવંત આત્મસ્વરૂપનું તેમજ અન્ય અનેક બાબતોનુ તે પ્રકારે વિસ્તારથી વીવેચન કરવામાં આવેલ તેમ જ અનેક ગુણગણાલંકૃત મહાપ્રભાવીક પુરુષોની, તીર્થંકર ભગવાનોની, તેજસ્વી–ચારિત્રશીલ–ધીર–ગભીર શ્રાવકરત્નોની, અને પ્રભાવશીલ, સ્ત્રી સમાજના ભૂષણરૂપ, શીયલગુણસંપન્ન, સતી સ્ત્રી રત્નોની, શૃંખલાબદ્ધ ઐતિહાસિક–રસીક કથાઓનુ બોધદાયક–અદ્ભુત વર્ણન કરવામાં આવેલ–તેનું સ્મરણ તાજું કરીએ છીએ–તેનું રટણ કરીએ છીએ, તેમાં તલ્લીન થવાનો એકધારો પ્રયત્ન કરીએ છીએ–અને પરમ સદ્ભાગ્યે આવી તલ્લીનતા–એકતાનતા–ધ્યાતા–ધ્યેય અને ધ્યાનના ભેદની ભિન્નભિન્નતાની સુભગ ક્ષણ આવી પહોંચે છે ત્યારે કંઈક રોમાંચતા–વિકસ્વરતાનો અનુભવ થાય છે. શ્રી તીર્થંકર ભગવાનના મુખેથી માત્ર 'ઉત્પાદવ્યયધ્રૌવ્ય' રૂપ ત્રીપદી સાંભળીને પ્રચુર જ્ઞાનશક્તિના ધણી શ્રી ગણધર મહારાજા સકળ શાસ્ત્રોની રચના કરે છે તેવી જ અપૂર્વ ચમત્કારીક ઘટના કેવળ સકળ શાસ્ત્રના અવગાહન માત્રથી પણ ન મેળવી શકાય તેવી ઉપરોક્ત તલ્લીનતા માટે કહી શકાય. ઉપરોક્ત ચાર વિભાગમાં વહેંચાયેલું જૈન શાસ્ત્ર એટલું બધું

ગહન અને વિશાળ છે કે તેને માટે વ્યાજબી ગૌરવ લઈ શકાય અને તે દરેક વિભાગીય શાસ્ત્રની દૃષ્ટિએ, કોટી ગ્રંથોનું રહસ્ય જેમ અર્ધા શ્લોકમાં જ સમાવી દેવામાં આવે તેમ (**श्लोकार्धेन प्रवक्ष्यामि यदुक्तं ग्रंथकोटीभिः, परोपकारं पुण्याय पापाय परपीडनं**) સઘળા શાસ્ત્રોનું પરમ રહસ્ય નવકારમંત્રમાં આવી જતું હોવાથી, તેનું સ્થાન અતિ ઉત્કૃષ્ટ છે.

**વ્યક્તિગત અને સમષ્ટિગત ઉન્નતિની દૃષ્ટિએ**

જે વસ્તુ એકાદ વ્યક્તિ માટે પરમ હીતકારી—કલ્યાણકારી અને લાભદાયક હોય છે તે સમષ્ટિગત ઉન્નતિની દૃષ્ટિએ, ચતુર્વિધ સંઘને તેમ જ જગતભરની પ્રજાને—અખીલ વિશ્વની પ્રજાને અવશ્યમેવ લાભદાયક જ હોય છે. વળી ક્વચિત્ સામાજિક ઉન્નતિ તરફ લક્ષ્ય કેન્દ્રીત કરતી સેવાભાવી વ્યક્તિને પરમાર્થદૃષ્ટિથી સેવાદ્વારા—બીજાને ઉપકાર કરવા જતાં કે બીજી કોઈ રીતે, કંઈક સહન કરવું પડે અગર તો યત્કિંચિત્ બલીદાન કે આત્મભોગ આપવા પડે તો પણ—વિશેષ લાભની ગણતરીએ—બીજા ભાઈઓને અનુકરણીય દૃષ્ટાંત પુરું પડતું હોય, તે સામાજિક ઉન્નતિને ઘણું જ લાભકારક થઈ પડે છે. એ જોતાં વ્યક્તિગત દૃષ્ટિએ, ચતુર્વિધ સંઘની દૃષ્ટિએ, સમષ્ટિગત ઉન્નતિની દૃષ્ટિએ તેમ જ ચરાચર વિશ્વની દૃષ્ટિએ નવકારમંત્રનો ફાળો ઉન્નતિક્રમના ઇતિહાસમાં મહત્વનો જ છે. અરિહંતદેવની ભાવના "સવિ જીવ કરું શાસન રસી, એવી ભાવ દયા મન ઉલ્લસી"ના સૂત્રમાં જગકી તમન્નાથી ઓતપ્રોત હોવાથી, તેમ જ વળી પંચ પરમેષ્ઠિના સમુચ્ચય રીતે અનંતાનંત ગુણોની અનંતાનંત ઉજ્જવળ હીતકારી પરમ કલ્યાણકારી શક્તિઓનો પ્રભાવ અને મહિમા જોતાં નવકારમંત્રની શક્તિ એવી કંઈક અસાધારણ અને અલૌકીક છે કે તેના આરાધનથી, દુનિયાભરના મનુષ્યો એકી અવાજે, અત્યારે સર્વત્ર આંતરરાષ્ટ્રિય ક્ષેત્રમાં

કટોકટીભરી સ્થિતિ પ્રવર્તી રહી છે તેવા સમયમાં—જે વિશ્વશાંતિ માટે ઝંખના કરી રહ્યા છે અને સર્વત્ર સૌ કોઈને માટે સુખ-સમૃદ્ધિ અને આબાદીની માગણી કરી રહ્યા છે તે સહેજે આવી મળે તેમ છે. પરંતુ આ જડવાદના જમાનામાં તેવા આરાધનનો યોગ કઈ રીતે પ્રાપ્ત થાય તેજ મુખ્ય પ્રશ્ન થઈ પડે છે.

નવકારમંત્રના નવ પદોમાં—તેના પ્રત્યેક શબ્દાંતર્ગત રહેલ મંત્રાક્ષરો અને મંત્રબીજોમાં જે અપૂર્વ સિદ્ધિઓ અને લબ્ધિસાધક શક્તિઓ રહેલી છે તે આજની વૈજ્ઞાનીક શોધોની અદ્ભુત સફળતા જોતાં કોઈ પણ રીતે અતિશયોક્તિગર્ભિત જણાશે નહિ. ઘણા પ્રાચીન સમયમાં મંત્રશાસ્ત્રના પ્રભાવથી, દેવ-દેવીઓની પ્રસન્નતા અને કૃપાથી, જે કંઈ અપૂર્વ લબ્ધિઓ અને સિદ્ધિઓ પ્રાપ્ત થતી હતી તેમાંની કેટલીક પુર ઝડપે આગળ વધતા વિજ્ઞાનશાસ્ત્ર મુજબની વૈજ્ઞાનિક શોધખોળ (Scientific researches)ના અને યંત્રયુગના આ જમાનામાં, સિદ્ધ થતી જોઈએ છીએ ત્યારે ઉપરોક્ત સિદ્ધિઓ અંગેની સત્યતા માટેની અને તેની પ્રાપ્તિ માટે શક્યતા માટેની આપણી માન્યતા દૃઢ થતી જાય છે અને શ્રદ્ધા કંઈક નવું જ બળ મેળવે છે. રેડીઓ-ટૉકીઝ-લાઉડ સ્પીકર, ટેલીગ્રાફ, વાયરલેસ, ટેલીફોન, ટેલીપથી, ટેલીવીઝન, વિમાનોનાં ઝડપી ઉડ્ડયનો, ઍટમ બોમ્બ, હાઈડ્રોજન બોમ્બ, ઝેરી ગેસ અને ઝેરી જંતુઓ ફેલાવવાના પ્રયોગો, વિચારશક્તિ, વિચાર-વાચન (Thought power and thought reading)ના પ્રયોગો પ્રાચીન સમયની લબ્ધિઓ અને સિદ્ધિઓની માફક આપણને આશ્ચર્યમુગ્ધ કરી, અવનવી પ્રેરણા અને પ્રોત્સાહન આપે જાય છે. 'આ દુનિયામાં કંઈ પણ અશક્ય નથી' એવા નેપોલીઅનના સૂત્ર માટેની આપણી ડગમગતી શ્રદ્ધાને સ્થિર કરે છે અને તેથી પરિશ્રમ, સાહસ, ઉદ્યમશીલતા, હાથ પરેલ પ્રવૃત્તિને દરેકોઈ ઉપાયે પાર પાડવાની ઝંખનાના સાચા મુસ્વાફિન કરવાની આપણી શક્તિમાં વધારો થાય છે. આ જડવાદના જમાનામાં આશ્ચર્યમાં ગરકાવ

કરી દેતા, કુદરતની પુદ્‌ગલીક શક્તિઓ ઉપર અસાધારણ વિજય મેળવતા અને તેના ઉપર સંપૂર્ણ કાબુ રાખી તેનો મનગમતી રીતે ઉપયોગ કરતા, વૈજ્ઞાનિક પ્રયોગોની સરસાઈ અને સફળતા ઉપરથી આપણે ખાસ ધડો લેવો જોઈએ કે પુદ્‌ગલીક શકિત કરતાં પણ આત્માની અનંત શક્તિઓ અનંત ગુણી બળવાન અને સામર્થ્યવાન છે.

જડ–ચેતનનો આત્યંતિક ભેદ સમજનાર વિવેકી મુમુક્ષુ અધ્યાત્મજ્ઞાનની વૃદ્ધિ કરવામાં પ્રયત્નશીલ રહે તો ઉપરોક્ત અનંત શક્તિઓ ઉપરના દીર્ઘકાલીન આવરણો જરૂર ખસી જાય, સંવર અને નિર્જરા ભાવનાની મદદથી, કર્મબંધનો ઓછા થતાં–પાતળા પડતા જતાં સકળ કર્મનો ક્ષય આખરે અવશ્ય થાય. આવા સકળકર્મના ક્ષય માટે નવકારમંત્રનો સાથ અને સહકાર કોઇ રીતે ઓછો ઉપયોગી નથી અને એ, તેના આરાધનથી જ સહેજે પ્રાપ્ત થઇ શકે તેમ છે.

"शिवमस्तु सर्व जगतः परहीतनिरताः भवंतु भूतगणाः।
दोपाः प्रयान्तु नाशं सर्वत्र सुखी भवन्तु लोकाः ॥
अहं तिथ्थयरमाया शीवादेवी तुम्ह नयर निवासीनी।
अम्हशीवं तुम्ह शीवं, असिवोपशमं शिवं भवतु स्वाहा॥"
"सर्वे सुखीनः सन्तु, सर्वे सन्तु निरामयाः ।
सर्वे भद्राणि पश्यन्तु, मा कश्चित् दुःखमाप्नुयात् ॥"
"उपसर्गाः क्षयं यान्ति, च्छिद्यन्ते विघ्नवल्लयः ।
मनः प्रसन्नतामेति पूज्यमाने जिनेश्वरे ॥"

"सर्व मंगल मांगल्यं, सर्वकल्याणकारणं ।
प्रधानं सर्व धर्माणां, जैनं जयति शासनं ॥"

એ જ અભ્યર્થના.

નોટ:-નિબંધપરીક્ષક સમીતિને (તેમ જ પ્રયોજકો તરફથી યોજેલી જાહેરાત મુજબ-ગ્રંથ તૈયાર થાય અને તેમાં આ નિબંધને સ્થાન મળે તો તેના વાંચક બંધુઓને પણ) સવિનય વિનંતિ કે આ નિબંધમાં કંઈ પણ સ્ખલના કે ત્રુટી તેમના ધ્યાન ઉપર આવે તે તરફ મારું ધ્યાન ખેંચવામાં આવશે તો તેમનો ઘણો જ આભારી થઈશ.

વકીલ ન્યાલચંદ લક્ષ્મીચંદ



# સંગ્રહીત વચનામૃતો



૧ પહેલાં તો સાધારણ દયાળુ વૃત્તિવાળો સાધક, ઈશ્વરની કૃપા યાચનારો આરાધક અને પોતાને સંપૂર્ણપણે ઇશ્વરાર્પણ કરનારો ભાવિક, ભોળા લોકોના સ્તુતિ-સ્તોત્રોથી અને તેમણે કરેલા પૂજનથી થોડા જ દીવસમાં પોતાને ઈશ્વર માનવા લાગે છે અને હિંદુસ્તાન કંઈક ભોળા લોકોનું બજાર હોઈ તેનો તે પુરેપુરો લાભ લે છે. આવી પરિસ્થિતિમાં કેવળ ભોળપણ ઉપરાંત મોહનો પણ મોટો ભાગ હોય છે. પરમ વિવેકી અને વિચારશીલ સજ્જનને એમાં કેવળ નાટકીપણું અને દંભ દેખાય છે અને ઇશ્વરત્વનો ભ્રમ થયેલી વિભૂતિઓની તેમ જ તેના ભક્તોની સ્થિતિ તેને દયાજનક લાગે છે.

૨ ઉપરોક્ત વિભૂતિઓ પોતાનું મનુષ્યત્વ જ એકલું સંભાળે, તેને વિકસિત કરે તો તેટલાથી પણ તેનું અને દુનિયાનું ઘણું ભલું થાય, ઈશ્વરને નામે ચાલતા કેટલા ભ્રમ, દંભ અને અનર્થ નાશ પામે અને માનવતા વધે, સમભાવની મહત્તા સમજાય, બંધુતા અને મિત્રતા વધવા લાગે, સંયમ અને ચિત્તશુદ્ધિને મહત્ત્વ મળે, કર્તૃત્વ અને પુરૂષાર્થનો વિકાસ થાય અને એકંદર આપણે બધા સુખી થઈએ.

૩ શારીરિક અને માનસિક સદ્‌ગુણો જે આપણામાં આવ્યા હોય અને તેમાં વૃદ્ધિ થતી જતી હોય તો તેમનો બધાના હિત માટે પ્રામાણિકતાથી ઉપયોગ કરવામાં જ જીવનની કૃતાર્થતા છે.

૪ વ્યક્તિ અને માનવજાતિનું કલ્યાણ કરવાનું સામર્થ્ય માનવ-ધર્મમાં જ છે.

૫ પરિશ્રમી જીવન માનવીધર્મનો એક મહત્વનો ભાગ છે.

૬ પોતાનું જીવન બધી બાજુએથી પવિત્ર, પ્રામાણિક અને ધર્મ્ય બનાવીને જનસેવા કરતા રહેવું–રચનાત્મક કાર્યો કર્યે જવા.

૭ વાચન મનન માટે, મનન જ્ઞાન માટે છે અને જ્ઞાનનું પર્ય-વસાન છેવટે સદાચારમાં જ થવું જોઈએ.

૮ માણસની શારીરિક, બૌદ્ધિક અને માનસિક બધી શક્તિઓ, તે માટેના સાધનો અને ઉપાયો–એ બધાનું વલણ જીવન શક્તિશાળી, તેજસ્વી અને પવિત્ર કરવા તરફ હોવું જોઈએ.

૯ આપણી બધી શક્તિઓના વિકાસ સાથે તેની શુદ્ધિ પણ થતી રહે તેવો માર્ગ ગ્રહણ કરવો જોઈએ. એ વિકાસ અને શુદ્ધિમાં જ આપણને આનંદ, પ્રસન્નતા, ધન્યતા અને કૃતા-ર્થતા લાગવી જોઈએ. સંયમ અને સાદાઈ અને તેની સાથે સદ્‌ગુણયુક્ત પુરુષાર્થમાં જ જીવનની સફળતા છે.

સાધુતા પરની હદ ઉપરાંતની શ્રદ્ધા અને કાર્યકારણ ભાવની શોધક બુદ્ધિની મંદતાને કારણે અજ્ઞાનતાને લીધે,જ ચમ-ત્કારના ભ્રમો સમાજમાં નિર્માણ થાય છે અને ભોળા લોકોમાં પ્રસરે છે.

૧૧ કાર્ય–કારણભાવનો વૈજ્ઞાનિક દૃષ્ટિથી વિચાર કર્યા સિવાય–કાકતાલીય ન્યાયે થઇ જતા કાર્યને કાગનિક, પુરૂષાર્થહીન, અજ્ઞાની અને ભોળા લોકો ચમત્કાર માની બેસે છે.

૧૨ ભાવિક લોકો, અમુક ગુરૂનું જેટલું સામર્થ્ય–શક્તિ કલ્પે છે તેટલું તે ખરૂં માનવા લાગે છે. ઈશ્વરની ભક્તિ કરતાં કરતાં તે સત્પુરૂષ દિવ્ય ચમત્કારવાળો, સાક્ષાત્કાર પામેલો ગણાય છે અને પરમેશ્વરનો અવતાર મહાત્મા બની જાય છે, ભક્તો તેના ચરિત્રને ચમત્કારથી ભરેલું માને–મનાવે છે. પરંતુ આ બધાનું કારણ અજ્ઞાન, ભક્તિની અતિરેકતા, તેવા ગુરૂનો દંભ, સત્યોપાસનાનો અભાવ, પ્રતિષ્ઠાનો લોભ–એ છે. તેઓ પોતાની ગાદી સ્થાપીને ઐશ્વર્ય (?), દૂરાચરણ, ભોળપણુની પરંપરા ચાલુ રાખે છે; તેમને લોકો તરફથી પૂજા લેતાં શંકા, શરમ, સંકોચ કે ભય લાગતા નથી. આ રીતે ઈશ્વરપદ બથાવી પડે છે અને સાધકદશા ભૂલી જાય છે એટલું જ નહીં પણ માનવતાનું પણ ભાન ભૂલે છે. આ રીતે આપણા દેશમાં દેવ બનવું સહેલું છે પરંતુ માણસ થવું, માનવતા પ્રાપ્ત કરવી, માનવી સદ્ગુણોથી સંપન્ન થવું–એ ઘણું કઠણ છે.

૧૩ નીતિ કરતાં શક્તિ પરની શ્રદ્ધા એટલી બધી વધી જાય છે કે કોઈ શીલવાન કે સજ્જનની કેટલીયે સહિષ્ણુતા અને પરમ શાંતિ જોઈને આપણને ચમત્કાર લાગતો નથી.

૧૪ જ્યારે ઉપરોક્ત ગુરૂઓ દંભી બન્યા–પોતાના ઈશ્વરપણાના જાળાં ફેલાવ્યા–ભક્તો તરફથી ઈશ્વરી ઐશ્વર્ય પ્રાપ્ત કર્યું અને નિર્વિકારતા અને અલિપ્તતા સિદ્ધ કરવા માટે સ્વૈરાચાર અને સ્વચ્છંદ માંડ્યો, તેમની સુખ વાસનાઓ જાગૃત

થઈ એટલે એક જુદું તત્ત્વજ્ઞાન તેમણે રચ્યું–લોકોની ગરજુ અને નિરાધાર સ્થિતિનો લાભ લઈ તેમના ધાર્મિક ગ્રંથોએ લોકોની અંધશ્રદ્ધા વધારી–એટલે વામ માર્ગની સ્થાપના થઈ.

૧૫ માનવીજીવનની સાર્થકતા શામાં છે એ વાત તે બરાબર સમજીને સંતપુરૂષોએ જોઈતી ભૌતિક અને અધ્યાત્મિક પાત્રતા અને પુરૂષાર્થ વધાર્યાં હોત તો સમાજની ભોળી માન્યતાઓ, પંગુતા અને અસમર્થતા નાશ પામ્યાં હોત.

૧૬ સંપ્રદાયો શરીર સમાન છે અને તેમાં રહેલો ધર્મ આત્મા સમાન છે; દરેક ધર્મનું આત્મનિષ્ઠા ઉગમસ્થાન છે અને મોક્ષરૂપ મહાસાગર (નદીઓની માફક) મિલનસ્થાન છે.

૧૭ આત્મનિષ્ઠા હોય તો ધર્મની જિજ્ઞાસા અને સત્યને જાણવાનો પ્રયાસ થાય છે અને તે ન હોય તો ભૌતિકતા અને ભોગવિલાસ વધે છે.

૧૮ જૈનધર્મનો વિતરાગતાનો આદર્શ, ગીતાજીનો સ્થિતપ્રજ્ઞનો આદર્શ (અધ્યાય બીજો) અને ધમ્મપદનો બોધિપદનો આદર્શ અને તેને માટેના સાધનો લગભગ ત્રણેના સરખાં જ છે. જૈનના પાંચ મહાવ્રતને વૈદીક પાંચ યમ કહે છે અને બૌધ ધર્મ તેને પાંચ શીલ કહે છે.

૧૯ અપરિગ્રહ માટે ઈસુના ગિરિપ્રવચનમાં કહ્યું છે કે–"સોયના કાણામાંથી ઊંટને નીકળવાનું સહેલું છે પરંતુ શ્રીમંતોને ઈશ્વરી સામ્રાજ્યમાં પ્રવેશ મુશ્કેલ છે."

૨૦ શરીરમાં લોહી ફરતું રહે તો જ શરીર નિરોગી–નહી તો ગુમડા વગેરે થાય તે જ રીતે દ્રવ્ય પણ સમાજમાં ફરતું રહેવું જોઇએ, નહી તો સામાજિક સુવ્યવસ્થા જળવાય નહીં અને વિષમતા વધી જાય.

૨૧ સ્યાદ્વાદ એટલે સર્વ સત્યોનો સમન્વય, સાપેક્ષદૃષ્ટિ.

૨૨ સત્ય સિદ્ધાંતોનું આચરણ એ જ જીવનની સાર્થકતા.

૨૩ ઉઠ જાગ મુસાફિર ભોર ભઈ, અબ રૈન કહાં જબ સોવત હૈ;
જો સોવત હૈ સો ખોવત હૈ, જો જાગત હૈ વો પાવત હૈ.

૨૪ બધી જાગૃતિ, બધા પ્રયત્નો, બધી કુશળતા આખરે પ્રેમની પૂર્ણતામાં જ પરીણમવી જોઇએ; એ પ્રેમ તે કયો ? પૂજ્યો પ્રત્યે નમ્રતાપૂર્ણ, મિત્રો પ્રત્યે સહાયતાપૂર્ણ, વત્સો પ્રત્યે ઉલ્લાસ અને શિક્ષણપૂર્ણ, અજાણ્યા પ્રત્યે સત્કારપૂર્ણ.

૨૫ ઓછું બોલવું, બધાનું સાંભળવું, ક્ષણે ક્ષણનો હીસાબ રાખવો, ગરીબની માફક રહેવું–ધનનો કદી ગર્વ ન કરવો, પાઈએ પાઈનો ખર્ચનો હીસાબ રાખવો, એકાગ્રતાથી અભ્યાસ કરવો, નિયમીત કસરત કરવી, મિતાહારી થવું.

૨૬ મનને અરીસા જેવું રાખવાને બદલે આંખ જેવું રાખવું અને સંયમરૂપી પોપચાનો સાવધાનીથી ઉપયોગ કરતાં રહી, દુઃખી પરિસ્થિતિ ટાળવી.

૨૭ મનની દુનિયા બહારની દુનિયા કરતાં ઘણી મોટી છે એમ સમજી તેને જડ અરીસા જેવું ન રાખતાં જીવતી જાગતી આંખ જેવું રાખો.

૨૮ આપણી કે બીજાની ભૂલમાંથી ઘણું શીખવાનું મળે છે.

૨૯ બુદ્ધિના નિશ્ચય અને હૃદયની લાગણી વચ્ચેના તુમુલ યુદ્ધમાં પ્રેરક બળ દયા હોઈ ઘણુંખરું બીજીનો જ જય થાય છે.

૩૦ જ્ઞાન, કર્મ અને ભક્તિ એટલે કે Intellect, Will and Emotion એ ત્રણ મળી આત્માનું સ્વરૂપ–વૃત્તિરૂપ બંધાય

છે–એને વિષયોની પાર પરમાત્મા સાથે જોડીયે ત્યારે જ્ઞાનયોગ, કર્મયોગ અને ભક્તિયોગ બને છે; તેમાં મહાત્માજીએ 'અનાસક્તિ'યોગ (પૂર્વોક્ત ત્રણેનું અંતરગત રૂપ) ઉમેર્યો. જે કર્મ આસક્તિ વિના થઈ ન શકે તે બધાં ત્યાજ્ય.

૩૧ જૈન થયા વિના બ્રાહ્મણ થવાતું નથી અને બ્રાહ્મણ થયા વિના જૈન થવાતું નથી. તાત્પર્ય કે જૈન ધર્મનું તત્ત્વ, ઇંદ્રિયોને અને મનોવૃત્તિઓને જીતવાનું છે અને બ્રાહ્મણધર્મનું તત્ત્વ–વિશ્વની વિશાળતા આત્મામાં ઉતારવાની છે.

૩૨ બુદ્ધિ વિના હૃદય આંધળું છે અને ચારિત્ર પણ જડ છે.

૩૩ મગજમાંથી બુદ્ધિનો તાંતણો ખેંચો–એ જેમ ઝીણો અને લાંબો તેમ સુંદર. આ ઝીણા તારને આત્મામાં વણવાનું રહે છે. પુસ્તકની વિદ્યાને આત્મપટમાં વણવાની એટલે વિદ્યાભ્યાસકાળના બુદ્ધિના તારો ઉપરાંત, જીવનના અનુભવકાળમાં પણ અનેક તારો નીકળશે–તે બધાને સુશ્લીષ્ટ રીતે જોડવા તે મ્હોટું માનસિક વણાટ કામ છે.

૩૪ નિવૃત્તિના બહાને આવશ્યક કર્ત્તવ્યો માટે ઉપેક્ષાભાવ લાવવો તે ઇષ્ટ નથી. માનવપ્રકૃતિમાં લેશ માત્ર પ્રમાદ, પરાલંબન–પરોપજીવીતા આવતાં વિના પરિશ્રમે કે અલ્પ પરિશ્રમે જીવનની જરૂરિયાતો પુરી પાડવાની લાલચ થઈ જાય તે પણ ઇષ્ટ નથી.

૩૫ શાસ્ત્રકારો ફરમાવે છે કે પ્રવૃત્તિ કરવી પણ તે અનાસક્તિથી, દોષના ત્યાગપૂર્વક એટલે યતનાથી–વિવેકથી.

૩૬ અસત્–નિવૃત્તિ અને સત્–પ્રવૃત્તિનો પરસ્પર પોષ્ય પોષકનો સંબંધ છે.

૩૭ સમિતિ એટલે વિવેકથી સ્વપરહીતવાળી પ્રવૃત્તિઓ આચરવી અને ગુપ્તિ એટલે મન, વચન અને કાયાના દોષોથી અલિપ્ત રહેવું.

૩૮ યોગનો–જીવનનો–કેળવણીનો પાયો બ્રહ્મચર્ય છે. આ યોગ તે આર્યસંસ્કૃતિએ વિકસાવેલું જીવન વિકાસનું ઉત્તમોત્તમ સાધન છે અને એ યોગના એક અંતર્ગત તત્ત્વ તરીકે આવતું બ્રહ્મચર્ય એ આર્યસંસ્કૃતિનું એક વિશિષ્ટ જીવન-દર્શન છે–એક સૂક્ષ્મ કાર્યસાધક પ્રક્રિયા છે. યોગસિદ્ધ પુરૂષો જે કામોપભોગ સેવતા તે પણ યોગસ્થ ચિત્તવૃત્તિમાં રહીને જ–લાલસાવશ બનીને નહિ. જીવનનો ઉપભોગ તેમને શક્તિના ક્ષય તરફ લઈ જતો નહીં.

૩૯ આપણા મહારથીઓ જીતેંદ્રિય હતા. આ પ્રભુત્વવૃત્તિજય એ જીવનસિદ્ધિનું અંગ ગણાતું–દરેક ક્ષેત્રમાં તેઓ અગ્ર-સ્થાને વિરાજતા. કેવળ ઈશ્વરસાધના માટે જ નહિ પણ જીવનયાત્રાની સાધના માટે પણ બ્રહ્મચર્ય મહાસાધન મનાતું. સ્મૃતિ–નિર્ણયશક્તિ, ભવ્ય કલ્પના, તત્ત્વદૃષ્ટિ, તર્કબુદ્ધિ એ બધાં તેનાથી ઉદ્‌ભવતા–વિકાસ પામતા–ટકી રહેતા અને વૃદ્ધિ પામતા. તેનાથી શક્તિ ક્રમે ક્રમે ઉર્ધ્વ રૂપાંતર પામતી. રેતસ્‌માંથી તમસ્‌–તેમાંથી તેજસ્‌–તેજસમાંથી વિદ્યુત–તેમાંથી ઓજસ્‌ અને તેમાંથી અધ્યાત્મિક શક્તિ પલટાતી અને વ્યક્તિને તે સિદ્ધ અને વિજયી બનાવતી.

૪૦ આપણી સુખની કલ્પના કેવળ વ્યક્તિગત એટલે સ્વાર્થી છે. કર્તવ્યમાંથી જ સાત્વિક આનંદ મેળવવાની આપણને કલ્પનાય નથી. સામુદાયિક ધર્મ, સામુદાયિક ભાવ અને સામુદાયિક કર્તવ્યની આપણને ઓળખ જ નથી. ધર્મને અધ્યાત્મને નિમિત્તે આપણે વ્યક્તિગત કેવળ કલ્પનાજન્ય આનંદ પાછળ

લાગવાનું શીખ્યા છીએ પરંતુ આ બધામાંથી નીકળ્યા સિવાય આપણે માનવતા સાધી શકીશું નહિ.

૪૧ સામુદાયિક કર્તવ્યનિષ્ઠાની અને સાત્વિકતાની આપણને જરૂર છે. તે માટે સંયમ, પુરૂષાર્થ, સાદાઇ, કર્તૃત્વ, નિરહંકારીપણું, આત્મ વિશ્વાસ, વિનય વગેરે સદ્દગુણો કેળવવા જોઇએ.

૪૨ સમુદાયની રક્ષા માટે, ઉન્નતિ માટે અને કલ્યાણ માટે સમુદાયે આચરવાના જે નિયમ, તે જ માનવધર્મ.

૪૩ માનવતા માટેના સર્વ પ્રયત્નો સફળ કરવા માટે આત્મા અને શરીર બંનેના સહકારની જરૂર છે. વ્યાયામ વગેરેથી શરીરને મજબુત ખડતલ બનાવવું જોઇએ. શરીર તો આત્માનું જીવંત કરણ છે. આત્માની દિવ્ય શક્તિઓને પ્રગટ કરવા માટે એ એક ઉપયોગી ક્ષેત્ર (સાધન) છે.

૪૪ દરેક હાર એ નવા પ્રયત્નો માટે ખાતરરૂપ ગણવી જોઇએ. વિજ્ઞાનશાસ્ત્રીઓના સફળ પ્રયત્નો કરતા સો ગણા તેમણે નીષ્ફળ પ્રયોગો ઘણી ધીરજપૂર્વક કરેલા હોય છે

૪૫ પૂર્વજોની કીર્તિ ઉપર જે નભે છે એ જેમ નામર્દ છે તેમ પૂર્વજોના દોષોની જ ગણતરી કરવા બેસે તે પણ નામર્દ છે.

૪૬ જે સાંભળ્યું તે બધું સાચું જ માની લેવું એ વૃત્તિ શ્રદ્ધા નથી પણ ભોળપણ છે-બાઘાઈ છે.

૪૭ સમાજ સેવા કરવાને પણ અધિકાર જોઇએ-બહુ કુશળતા જોઇએ. અનધિકારીથી તો ગોટાળો ઉભો થાય. પોતાનું પણ પતન ન થાય અને સમાજ પણ પરાવલંબી અને નિષ્પ્રાણ ન બને એ આદર્શ જાળવીને જ સમાજ સેવા કરવી ઘટે-નહિ તો ધર્મ કરવા જતાં અધર્મને પોષણ મળે.

૪૮ પતીતોને અસ્પૃશ્ય માની, ધર્મગુરૂઓ પોતે અસ્પૃશ્ય બન્યા છે અને હીંદુ ધર્મનું પતિત પાવનત્વ ડુબાવી દીધું છે.

૪૯ પરાન્ન ખાઈને કોઈના આશ્રીત રહેવું એ જેમ શરમભરેલું છે તેમ જ કોઈ પણ સાધુની તપશ્ચર્યામાંથી ભીખેલો ટુકડો મળી જાય અને તેથી સુખી થઈએ એ ઈચ્છા પણ અધ્યાત્મિક કંગાલીયત સુચવે છે.

૫૦ રાજ્ય, સ્વર્ગ કે મોક્ષની પણ હું ઈચ્છા કરતો નથી પરંતુ દુઃખથી તપી રહેલા પ્રાણીઓના દુઃખના-પીડાના નાશની હું ઈચ્છા રાખું છું.

૫૧ પાપ(વૈર)ની સામે પાપ(વૈર) ન કરવાનો સિદ્ધાંત કેવળ સ્વરાજ્ય કે શાંતિ કે ઐક્યને માટે જ નહિ મનુષ્યત્વ જાળવી રાખવા માટે અત્યંત આવશ્યક છે.

૫૨ સત્ય, અહિંસા અને બ્રહ્મચર્ય એ મહાત્માજીની મોટામાં મોટી સાધના.

૫૩ ગમે તેવી ભુલ થાય–ગમે તેવા દોષો થાય તે પ્રમાણીકતાથી કબુલ કરવા એ આત્મોન્નતિનું પ્રથમ પગથીયું છે.

૫૪ મૌનની ઉપયોગીતા સમજાય તો જગતની અડધી આપત્તિ ઓછી થાય.

૫૫ માનસિક અને બૌદ્ધિક શક્તિઓનો ઉપયોગ સમાજસેવાને માટે જ કરવાનો છે. ધનિક પોતાને માલીક નહિ પણ કેવળ રખેવાળ કે ટ્રસ્ટી જ માને અને ધનનો ઉપયોગ કેવળ–મુખ્યપણે લોક સેવા માટે કરે.

૫૬ શુદ્ધ વર્ણાશ્રમ ધર્મ તે અધ્યાત્મિક કોમ્યુનિઝમ-બધા સંયમી બની પોતપોતાના ધર્મ, કર્મ સેવાભાવે કરતા થઈ જાય-ઉંચ નીચનો ભેદ ન જોઈએ.

૫૭ ઉપવાસમાં ખોરાકનો વિચાર સરખો ન આવવો જોઈએ–મનનો પણ સાથ, ચિત્ત અને આત્માનો શરીર સાથે સહકાર, અંતઃકરણ ઈશ્વર સાથે એકતાર હોવા જોઈએ. તે એક પ્રાર્થના જ છે, ઓછા–વત્તા અનશન વિના પ્રાર્થના થઈ જ ન શકે.

૫૮ શાસ્ત્ર બુદ્ધિ અને હૃદય બન્નેને માન્ય હોવું જોઈએ. નીતિ વિરૂદ્ધ કે સાચ વિરૂદ્ધ વચન તે અમાન્ય.

૫૯ "મારો સામ્યવાદ–કોમ્યુનિઝમ હિંદુ ધર્મમાંથી આવ્યો છે. હું જૈન મતનો અનેકાંતવાદી છું" ગાંધીજી.

૬૦ ફના કરવું, ફના થાવું, ફનામાંયે કમાઈ છે, મરીને જીવવાનો મંત્ર દીલબરની દુહાઈ છે.

૬૧ શાસ્ત્ર બુદ્ધિથી વિરૂદ્ધ સલાહ આપે તો એ ન સ્વીકારાય પરંતુ એ બુદ્ધિ શમ દમ પાળનાર યોગીની અથવા સદાચારીની હોવી જોઈએ

૬૨ આજે જન્મના બ્રાહ્મણો મોટે ભાગે બાપડા બન્યા છે. જન્મના ક્ષત્રિયો વ્યસનોથી ઘેરાઈ મોટે ભાગે છાકટા બન્યા છે અને જન્મના બુદ્ધિજીવી વૈશ્યો ધનલોલુપતાને કારણે મોટે ભાગે નફ્ફટ બન્યા છે. માત્ર ભારતમાં સંસ્કૃતિની દૃષ્ટિએ કે માણસાઈની દૃષ્ટિએ કંઈક જાળવ્યું હોય તો તે શુદ્રોએ અને સ્ત્રીઓએ જ કારણ કે તેઓ લપસણી જમીન ( Slippery ground )થી દૂર રહ્યા છે.

૬૩ પૂર્વગ્રહો એટલે શરીરધારી જીવના માનસ ઉપર બેઠેલી વિવિધરંગી અને બહુરૂપી પકડો–જેવી કે જાતિની, કુલની, વર્ણની, ધર્મની–આ પૈકી સૌથી મોટી પકડ, 'મારો ધર્મ જ સાચો' એ છે આને બદલે મારો ધર્મ પણ સાચો છે એવો જ આગ્રહ રખાય તો જગત સ્વર્ગમય બને.

૮૪ પ્રેમ-સંબંધ જોડતી વખતે, વધારતી વખતે કે તોડતી વખતે પણ આપણે વિવેકથી અને સાવચેતીથી વર્તવું જોઇએ.

૮૫ ક્રોધનું શમન પ્રેમ અને ક્ષમાથી કરવાને બદલે મત્સર અને કપટથી કરવું યોગ્ય નથી.

૮૬ માનવતાને અનુરૂપ અને માનવી મનને શોભે એવી મહત્વાકાંક્ષા રાખવી.

૮૭ માનવતા એટલે જ બીજાઓને વિષે સમભાવ. આ સમભાવના આચરણથી જ દેહપુરતો મર્યાદિત 'આત્મભાવ' વધારે વ્યાપક થાય છે.

૮૮ માનવતા વધશે તેમ 'આત્મભાવ'નું વર્તુલ વધારે વિશાળ બનશે.

૮૯ માનવતાનો પ્રાથમિક ગુણ દયા છે. પારકાના દુઃખને પ્રસંગે જે કોમળ ભાવ મનને વિહ્વળ કરી મુકે તેનું જ નામ દયા. આ દયા જ માનવીધર્મનું મૂળ છે.

૯૦ દરેક નાના મોટા કાર્યોમાં, કર્ત્તવ્યના પ્રસંગદ્વારા માનવતા જ વધારવાનો પ્રયત્ન કરવો જોઈએ.

૯૧ માન, પ્રતિષ્ઠા અથવા ક્ષુદ્ર અભિલાષા સિદ્ધ કરવાની કલ્પના જ ન થવી જોઈએ.

૯૨ બીજાના (ઉપકૃત સુધાંતના પણ) કઠોર વાક્યો કે ધિક્કાર, હલકટ શંકાઓ કે આરોપોથી માનવતા પરની નિષ્ઠા ઓછી થવી જોઈએ નહી.

૯૩ જીવન એક કઠોર પણ પવિત્ર અને ઉદાત્ત મહાવ્રત છે અને તેથી જ સાત્વિક ભાવનાઓ અને કર્મોના શુભ અને કલ્યાણપ્રદ પરીણામો જોઈને તમારૂં હૃદય આનંદ અને ઉલ્લાસથી

७४ प्रवृत्ति અને નિવૃત્તિ–બન્નેમાં વિવેકશુદ્ધ અને પુરૂષાર્થયુક્ત જીવનનો લોપ થતાં આપણી અવનતિ શરૂ થઈ.

૭૫ વ્યક્તિગત અને કાલ્પનિક ધ્યેય સિવાય, ઉદાત્ત સામુદાયીક ધ્યેયનો વિચાર કોઈ પણ સંપ્રદાયને સુઝ્યો હોય એમ દેખાતું નથી.

૭૬ પ્રવૃત્તિને અવગણીને નિવૃત્તિને જ મહત્વ આપવાનું કામ જ મોટે ભાગે દરેક સંપ્રદાયે કર્યું છે.

૭૭ સંયમશક્તિ, પ્રેરણાશક્તિ અને વિવેકશક્તિ–એ ત્રણે શક્તિઓના વિકાસમાં જ માનવતા છે.

૭૮ જે ભાવના (ભક્તિ–ઈશ્વર પ્રેમ વગેરે માટેની) ઉચિત કર્મમાં પરીણમતી નથી–તે ગમે તેટલી શ્રેષ્ઠ અને પવિત્ર હોય તો પણ શું કામની ?

૭૯ કર્મમાર્ગમાં ઉપયોગી થનારા ઉત્તમોત્તમ સાત્વિક સદ્‌ગુણોનો આપણે આગ્રહ રાખ્યો નહિ તેથી જ આપણી અધોગતિ થઈ.

૮૦ કર્મમાર્ગની શુદ્ધિ થતી રહે તો જ નૈતિક અને અધ્યાત્મિક પાત્રતા પ્રાપ્ત થાય.

૮૧ 'સવી જીવ કરૂં શાસન રસી, એવી ભાવ દયા મન ઉલ્લસી'ની વીર પરમાત્માની ભાવનામાં સામુદાયિક ધ્યેયનું જ ગુંજન થતું જણાય છે.

૮૨ મૂર્તિમત દુર્દશા–દુર્ભાગ્ય પોતાની સામે અને ચોમેર દેખાતાં છતાં–તે તરફ દુર્લક્ષ્ય કરીને કેવળ પરમેશ્વરી આનંદમાં ભાવનાશીલ મનુષ્ય કઇ રીતે મગ્ન થાય ?

૮૩ ભાઈ કે મિત્ર આપણી નિંદા કરે છે એ જાણ્યા છતાં પહેલાંનો પ્રેમ ટકાવી રાખવામાં જ આપણી સાત્વિકતાની ખરી કસોટી છે.

૧૦૦ માનવતાનો પ્રારંભ વિવેક અને ચિત્તશુદ્ધિના પ્રયત્નથી અને અંત સદ્‌ગુણોની-પરીસીમામાં થાય છે.

૧૦૧ વિવેક, સંયમ, ચિત્તશુદ્ધિ અને પુરૂષાર્થદ્વારા આપણું અને સમાજનું કલ્યાણ સાધીને માનવતાની પરમ સિદ્ધિ પ્રાપ્ત કરવી એ જ માનવી જીવનનું ધ્યેય છે.

૧૦૨ કેવળ નિવૃત્તિપરાયણતાથી મનનો આત્મસંતોષ અને સદ્‌ભાવનાયુક્ત અને યોગ્ય કર્માચરણથી પ્રાપ્ત થનારો સંતોષ એ બે વચ્ચે મોટો ફરક છે.

૧૦૩ આમ છતાં પણ ગજા ઉપરાંતની પ્રવૃત્તિનું પરીણામ કવચિત્ નિરાશામાં આવે છે તેનું કારણ પોતાની પાત્રતા કરતાં–શક્તિ કરતાં કાર્યનો વધારે વિસ્તાર કર્યો હોય અને કાર્યમાં કે યોજનામાં કંઇક દોષ હોય.

૧૦૪ પાત્રતા ન હોય છતાં કેવળ ધનલોભથી–તૃષ્ણાથી વધારેલો વ્યાપારનો પસારો જેમ કર્તાને અથવા તેના વારસોને દેવાળું કાઢવાનું કારણ બને, તેવું જ પરદુઃખભંજની વૃત્તિની કેવળ તૃષ્ણાથી બનવાનો સંભવ હોય છે.

૧૦૫ કોઈપણ શુભ વૃત્તિની અતિશયતા તેમ જ નિવૃત્તિપરાયણતાની કેવળ નિરૂપાધિકતા–એ બન્ને ટાળીને માણસે કલ્યાણનો માર્ગ કાઢવો જોઈએ.

૧૦૬ સદ્‌ગુણોનું સામંજસ્ય, તેમનો યથાયોગ્ય સુમેળ સાધતાં ન આવડે તો સદ્‌ગુણોનો પ્રભાવ નષ્ટ થાય છે.

૧૦૭ હમેશાં શુદ્ધ ચેતનપણે પ્રગટ થયા કરવું અને સક્રિયપણે વ્યાપક દૃષ્ટિથી જગત સાથે એકરૂપતા, સમરસતા સાધવી એ જ માનવીજીવનનું ધ્યેય.

૧૦૮ જે પોતાના દેહને જ સર્વસ્વ માને છે તે (ક્ષુદ્ર) જીવ અને જેને માનવતા પ્રિય હોય છે તે (કંઇક ઉન્નત) મનુષ્ય. માનવતા કરતાં શ્રેષ્ઠ સિદ્ધિ જગતમાં બીજી નથી. સિદ્ધાર્થ ગૌતમ કે વર્ધમાન મહાવીર જેવા ધર્મસ્થાપકો અને ધર્મ-પ્રવર્તકોએ મનુષ્યરૂપે જ કાર્ય કરીને વિદાય લીધી છે. તેમના જન્મથી માનવતાને શોભા આવી છે. તેમને લીધે માનવતાનું મહત્વ વધ્યું છે.

—વકીલ ન્યાલચંદ લક્ષ્મીચંદ



# વ્યક્તિ અને સમાજ

જૈન દૃષ્ટિ મુજબ જગત અનાદિકાળથી નદીના પ્રવાહની માફક ચાલ્યું આવે છે અને અનંતાકાળ સુધી ચાલુ રહેવાનું છે. નદીનો પ્રવાહ જેમ સમયના પલટા સાથે ગ્રીષ્મ ઋતુમાં તદ્દન સાંકડો અને વર્ષા ઋતુમાં બંને બાજુના કોઠાને પણ ક્વચિત્ તોડી ફોડી નાંખતો–વટાવી જતો જે રીતે ઘણું વિશાળ અને વિરાટ રૂદ્ર સ્વરૂપ ધારણ કરે છે તેમ સંસારનો પ્રવાહ પણ ઉત્સર્પીણી–અવસર્પીણી કાળ–બળને આધીન રહી વિવિધ રીતે ચિત્ર વિચિત્ર સ્વરૂપ ધારણ કરે છે અને નવીન વિચારસરણી ધરાવતા તેમ જ પોતાની સુધારક વર્ગમાં ગણતરી કરાવતાં યુવાન બંધુને પણ ઘડીભર વિચારવમળનાં એવા ઘુંચવાડામાં મુકી દે છે કે સમાજ તે આગળ વધી રહ્યો છે કે પીછેહઠ કરી રહ્યો છે તેની યથાર્થ સાચી માહીતી મેળવવાનું ઘણું જ મુશ્કેલ થઈ પડ્યું છે. શુદ્ધ વૈજ્ઞાનિક દૃષ્ટિથી વિચાર કરતાં, વાયરલેસ ટેલીફોન, રેડીયો–ટેલીપથી–એરોપ્લેન અને કરોડોની કિંમતની મીલકતોનો તેમ જ લાખો મનુષ્યોના જાન–માલનો સંહાર કરતા હાઇડ્રોઝન બોમ્બ, એટમ બોમ્બ વગેરેની દિન–પ્રતિદિન અવનવી શોધ–ખોળોની જાહેરાતથી દુનિયા આગળ વધતી જણાય છે ત્યારે બીજી બાજુ વિશુદ્ધ–ધર્મનિષ્ઠ ન્યાય–નીતિની દૃષ્ટિએ સંગ્રહખોરી–રૂશ્વતખોરી, કાળાબજારીયા પ્રવૃત્તિ, સટ્ટાખોરી, કેવળ સ્વાર્થનિષ્ઠ પ્રવૃત્તિથી ગેન કેન પ્રકારેણ, ન્યાય–નીતિના નીયમોને બાજુ ઉપર મુકી, ન્યાયસંપન્ન વિભવ નામા માર્ગાનુસારીના ઉત્તમોત્તમ ગુણને તિલાંજલી આપી, હરકોઇ

જીવન ટકાવવા માટે, ક્ષુધાની પરિતૃપ્તિ માટે જટીલ પ્રશ્ન ખડો થતાં, નાભિકુલકરના વંશમાં પહેલાં પૃથ્વિનાથ (પૃથ્વીના ધણી રાજા-મહારાજા), પહેલાં નિષ્પરિગ્રહી સાધુ મહારાજ અને વર્તમાન ચોવીશીના પહેલાં તીર્થંકર ભગવાન શ્રી રૂષભદેવસ્વામીનો જન્મ થયો અને તેમણે યુગલીઓના પ્રમુખ અને આગેવાન કાર્યવાહક તરીકે અસિ, મસિ અને કૃષિની સ્થાપના કરી જીવનનિર્વાહ માટેના તેમના તમામ જટીલ પ્રશ્નોની સમસ્યાનો ઉકેલ કરી, કાળબળે તેમના સ્વાભાવીક વર્તનમાં કંઇ કંઇ ઉણપો અને ત્રુટીઓ જણાઇ આવતાં અંદર અંદરના સામાન્ય ઝગડાઓનો કુનેહપૂર્વક નીકાલ લાવી સુરાજ્યની ઉદ્‌ઘોષણા કરી, સુયોગ્ય વ્યવહારિક તેમ જ ધાર્મિક જીવનનિર્વાહનો માર્ગ પોતાના અસ્ખલીત ઉપદેશ અને વિશુદ્ધ આચરણ-ઉચ્ચ કોટીના ચારિત્રદ્વારા સરલ અને કંટકરૂપ ઉપાધિમુક્ત કરી દેખાડ્યો

જૈન શાસ્ત્રકારો ઉપરોક્ત પહેલાં તીર્થંકર અને ચોવીશમા-છેલ્લા-ચરમ તીર્થંકર—શાસન નાયક શ્રી મહાવીર ભગવાનના સમય વચ્ચે બહુ જ ચોકસાઇથી અને બારીક-અપૂર્વ કાળગણતરીથી ક્રોડોગમે વર્ષો વીતી ગયાનું બતાવે છે. આ ગણતરી એટલી બધી પદ્ધતિસરની અને શાસ્ત્રીય છે કે નવયુગના માનવીની સામાન્ય બુદ્ધિ અને મગજ-શક્તિ શ્રદ્ધાની જરૂરી મદદ લીધા સિવાય કામ કરી શકે તેમ નથી જ. આમ છતાં પણ પ્રસ્તુત વિષયની ચર્ચામાં, કાળગણતરીની ચર્ચા, કંઇક અંશે વિષયાંતર થઇ જવાની બ્હીકે હાલ તુરત મુલતવી રાખી, આગળ વધવાનું યોગ્ય ધાર્વામાં આવે છે. વળી કાળગણતરીની ચર્ચાની માફક, નીરંજન-નિરાકાર-સિદ્ધ પરમાત્મા ઉપર અનેક પ્રકારના દોષારોપણનો નિરાસ કરતી જૈન દર્શનને માન્ય જગતકર્તૃત્વ સંબંધી વિચારણા કરવાનું પણ મુલતવી રાખવું પડે છે.

આવી પરિસ્થિતિમાં, વ્યક્તિ અને સમાજ જેવા અત્યંત ઉપયોગી વિષયને, વર્તમાનકાળમાં જણાતી સંખ્યાબંધ ઉણપો અને ત્રુટીઓ

અને તેટલી વહેલી તકે કઈ રીતે–કેવા ઉપાયો લીધાથી, કારણત રીતે દૂર કરી શકાય તે માટે સૌ કોઈ યોગ્ય વિચારણા કરતું થાય તેવા વિશુદ્ધ ખ્યાલથી, આગળ ધપાવવાનું આવશ્યક માની લેવામાં આવે છે. ઉપરોક્ત સંક્ષિપ્ત પીઠીકા ઉપરથી સહેજે સૌ કોઈને સમજાશે કે અર્વાચીન યુગમાં, ચારે બાજુ દૃષ્ટિ નાંખતાં વ્યક્તિ અને સમાજ–એક બીજાં સાથે એવી રીતે સંકળાયેલાં અને એક બીજા ઉપર અનેક બાબતોમાં અવિચ્છિન્નપણે આધાર રાખતાં જણાય છે કે સમાજમાંની પ્રત્યેક વ્યક્તિના એકધારા–સતત પ્રયાસ વગર સમાજના ઉત્થાન અને ઉત્કર્ષ અશક્ય છે અને સમુહગત–સામુદાયીક રીતે સમાજના સતત જાગ્રતિપૂર્વકના ઉત્થાન સિવાય પ્રત્યેક વ્યક્તિનું ભાવિ ઉજ્જવળ બનવાની આશા નિરર્થક છે.

યુગલીક સમયમાં–સત્યયુગના જમાનામાં મોટે ભાગે પ્રત્યેક વ્યક્તિ ધર્મનિષ્ઠ, સંયમી અને સંતોષી જીવન ગુજારતી અને સ્વાભાવીક રીતે સૌ કોઈ સરલ, મુગ્ધ અને ભવભીરૂ તેમજ હૃદયના ડંખવાળા જણાતા અને જીવનવ્યવહારમાં ન્યાય અને નીતિના માર્ગને જ ભાવનાશીલ-પણાથી અનુસરતા હતા–તે સમયમાં હાલના જેવા સંખ્યાબંધ–અટપટા દીવાની કે ફોજદારી કાયદાઓ નહોતા તેમજ તેવા કાયદાના અભાવે બારેમાં બારે મોતની, સખ્ત મજુરી સાથે કેદની કે લાખોના દંડની સજા કરવાનો પ્રબંધ પણ નહોતો તેમજ જાન–માલના રક્ષણ માટે, અંદર અંદરના ઝગડાઓથી કે પરદેશી પ્રજાના હુમલાઓથી બચવા માટે કરોડો રૂપૈયાના ખર્ચે લાવ–લશ્કર અને લશ્કરી સરંજામ તથા શસ્ત્રાસ્ત્રો રાખવાની કે હજારોની સંખ્યાથી ગણાતી મોટી–મોટી પોલીસની ફોજો રાખવાની જરૂર નહોતી; તેમજ હદ ઉપરાંતના કર–વેરા વસુલ કરવા માટે તેમજ ન્યાય તોળવાના બહાના અને ઓથા નીચે ગરીબ પ્રજાવર્ગનું લોહી ચુસનારા મોટે ભાગે રૂશ્વતખોર લાખોની સંખ્યામાં અમલદારો કે કારકુનોની ફોજની ફોજ નહોતી. સામાન્ય રીતે કંઈક સંયોગ-

વશાત્ કોઈ પ્રકારનું ગુન્હાહીત કૃત્ય કોઈ કરતું તો તેને હકાર-મકાર અને ધિક્કારના શબ્દોથી નવાજવામાં આવતા અને તેઓને તો ઠુંકાર જ હોય, ગધેડા જેવા સ્વભાવવાળાને જ ડફણાની જરૂર જણાય. એ ધોરણે ઉપરના શબ્દોચ્ચારો, પુરતી સજાની ગરજ સારતા અને સૌ કોઈનો જીવનવ્યવહાર સરલ અને સુવ્યવસ્થિત રીતે ચાલ્યો જતો હતો. દેવોને પણ ઘડીભર ઈર્ષ્યા થઈ આવે તેવું સત્યનિષ્ઠ, સંયમી, સુખી અને સંતોષી જીવન ગુજારતા પરમ ભાગ્યશાળી અને પુણ્ય પ્રતાપી મનુષ્યોના સમયમાં રસવતી વસુંધરા પણ ઋતુઓમાં જે તે ઋતુનો પુષ્કળ પાક પ્રચુરપણે આપ્યે જતી હતી કુદરત પણ દરેક પ્રકારે સાનુકુળ હતી. હાલની માફક કુદરત રૂઠીઆજ રીતે કામ કરી પોતાનો પ્રખર-અપૂર્વ કોપ, અત્યંત સંહારક ધરતીકંપો, લાખોના જાન-માલને નુકશાન પહોંચાડતા ઘોડાપુરો, અતિવૃષ્ટિ, અનાવૃષ્ટિ કે તીડો વગેરેના ઉપદ્રવો દ્વારા, ધરતી ઉપર વરસાવતી નહોતી. આવા સુરમ્ય-ભવ્ય ભૂતકાળના ચિરસ્મરણીય સંસ્મરણો યાદ કરી, હાલની પરિસ્થિતિથી ખીજ થઈ-મુંઝાઈ જઈ, પોક મુકીને રડવા બેસવાથી કંઈ દહાડો વળે તેમ નથી પરંતુ અત્યારે તો સર્વ રીતે સુગઠીત થઈ પ્રત્યેક ઉપદ્રવોનો સામુદાયીક બળથી, સૌ કોઈના સાથ અને સહકારથી સામનો કરવાની તૈયારી રાખી ઉજ્જવળ ભાવી ખડું કરવા માટે પ્રત્યેક અંગુઓ કટીબદ્ધ થવાની જરૂર છે. સમાજનું અંગીન અંગ જ, સમાજના માટેનો અજોડ મોરચો ખડો કરી શકે.

દુર્ગુણો એટલા બધા વધી પડ્યા છે કે સમાજ કયે રસ્તે જઈ રહ્યો છે તે સમજવાનું મુશ્કેલ થઈ પડ્યું છે અને જે ખોટે માર્ગે–અવળે રસ્તે સમાજ, સમાજમાંની પ્રત્યેક વ્યક્તિની દુર્બળ મનોવૃત્તિના કારણે, જઈ રહેલ છે તેમાંથી તેને પાછો વાળી, સાચે માર્ગે લાવવાનું, રાજ્યધુરા વહન કરનાર પ્રબળ અને પ્રખર દેશનાયકો માટે પણ ઘણું જ મુશ્કેલ થઇ પડેલ છે.

Time and tide wait for no man વખત અને ભરતી કોઇની પણ રાહ જોતાં નથી. પરિવર્તનશીલ સમય કે જમાનો પોત–પોતાનું કાર્ય અવશ્ય રીતે કોઇના તરફની કોઈ પણ પ્રકારની રોક–ટોક સિવાય આગળ ધપાવ્યે જ જાય છે એટલે આપણે જ સમયને સાચી રીતે ઓળખી લેઇ, સમય વર્તે સાવધાન નામના અણમોલ સૂત્રને બરાબર ખ્યાલમાં રાખી, પુરતી સાવચેતીપૂર્વક નિર્ણીત ધ્યેય અને લક્ષ્યબિંદુ તરફ કુચ કરવાની રહે છે. અર્વાચીન સમય, હાલમાં પ્રવર્તતો જમાનો, પ્રત્યેક વ્યકિત સ્વચ્છંદતામાં પરીણમે તે રીતે પુર–સ્વાતંત્ર્યથી, મનગમતી રીતે, એક–બીજાના વિચારો જાણી લેઈ–તેમની સાથે મેળ બેસાડ્યા સિવાય, સામુદાયીક રીતે સમાજના સમુહગત હીતની પરવા કર્યા સિવાય, આંખો મીંચીને વિશ્વબંધુત્વની ભાવનાને અને સૌથી વધારે જનકલ્યાણ અને સુખ સમૃદ્ધિમા વૃદ્ધિ સાધવાની વૃત્તિને તિલાંજલી આપી, કામ કર્યે જાય તે સાંખી શકે તેમ નથી.

પ્રાચીન સમયમાં જીવનની જરૂરિયાતોનું વર્તુલ ઘણું જ નાનું અને સંકુચીત હતું–સૌ કોઈ સ્વાવલંબી વૃત્તિથી–પોતાના કુટુંબ માટેની જીવનની લગભગ તમામ જરૂરિયાતની વસ્તુઓ–અન્ન, વસ્ત્ર અને રહેણાક માટેના ઘર માટે જરૂરી ચીજ–ભાવ પોત પોતાના નાના સરખા ગામડામાંથી કે નજીકના જ શહેરમાંથી મેળવી શકતા હતા–ખુંટતી આવક અને ધાકના વશ જેવી સ્થિતિ તે સમયમાં નહોતી. મોજશોખ–

વૃત્તિ–વિલાસવૃત્તિ કે એશઆરામવૃત્તિ તે વખતે હાલના જેટલી પરાકાષ્ટાએ પહોંચેલી નહોતી. હદ ઉપરાંતની ધનપ્રાપ્તિ કરી લેવાની લાલચ કે દ્રવ્યલોભને વીકસાવતી સંગ્રહખોરવૃત્તિ કે હઝારો મનુષ્યોના ભોગે અતુલ ધનસંચય કરી શકાય તેવી સટ્ટાખોરી, મોનોપોલી મેળવી લેવાની કે કોર્નરીંગ (ભાવની વૃદ્ધિનો લાભ લેવા યુક્તિ અને પ્રપંચથી કોઈ ચીજ વસ્તુ એકઠાય કરી લેવાની પ્રવૃત્તિ) કરવાની પ્રવૃત્તિને હજુ ઉદ્ભવસ્થાન મળ્યું નહોતું. બને તેટલી કરકસર કરવાની વૃત્તિ, સંયમ, તિતિક્ષા અને સંતોષપૂર્વક જીવનનિર્વાહ કરવાની ભાવનાથી, સુશીલ ગ્રહસ્થને છાજે તેવું જીવન જીવવામાં જ એક પ્રકારના આનંદનો અને પ્રસન્નતાનો આસ્વાદ લેવામાં આવતો હતો. વિલાસ અને મોજશોખની વસ્તુઓને પણ જીવનની અનિવાર્ય જરૂરીયાતની વસ્તુઓની કોટીની ગણી લેવામાં આવતી નહોતી. આવા સંયોગોમાં એક નાનામાં નાના ગામડાંની પ્રજા પણ પોતાના જ પગ ઉપર ઉભા રહી શકાય તેવી સ્વાવલંબી વૃત્તિ અને ભાવનાથી રહી શકતી હતી–દૂર દૂરના પ્રદેશની પ્રજા ઉપર કે રાજ્યસત્તા ઉપર કોઈ પણ ચીજ–વસ્તુ માટે તેમને આધાર રાખવો પડતો નહી અને તેથી જ સ્વમાન અને આબરૂના ભોગે, સ્વાતંત્ર્યના જોખમે કે લાચારીથી પરદેશી રાજ્યસત્તા તરફની નાપસંદ સરતોને મને કે કમને તાબે થવાનો પ્રસંગ જ ઉપસ્થિત થતો નહી. આવા સુવર્ણયુગના સમયમાં વ્યક્તિ અને અનેક વ્યક્તિઓના બનેલા વિધવિધ સમાજો તેમ જ અનેક સમાજોનો બનેલો પ્રજા સમુદાય બને તેટલા વધારે સ્વાવલંબી અને બને તેટલા ઓછા પરાવલંબી જીવન જીવી શકતા હતા; પરંતુ હવે આધુનિક યુગમાં સમયના અણધાર્યા પરિવર્તન સાથે, જીવનવ્યવહારમાં પણ એટલો બધો પલટો આવી ગયેલ છે કે સૌ કોઈને માટે પરાવલંબીપણું દિન પ્રતિદિન વધ્યે જ જાય છે અને તેથી જ વ્યક્તિ અને સમાજને પોતાના ઉત્કર્ષ અને ઉન્નતિ માટે અવનવા અને અટપટા અનેક જટીલ પ્રશ્નો આપણી સન્મુખ ખડા

થયા છે અને સૌ કોઇ ભાવનાશીલ-વિચારક પાસેથી તે મૌલીક-તલસ્પર્શી, ઊંડી દીર્ઘ દષ્ટિપૂર્વકની ગંભીર ચર્ચા-વિચારણા માગી રહેલ છે. અત્યારે દુનિયાભરની જુદી જુદી પ્રજાઓ-સામુદાયીક સમાજો કટોકટીના એવા કોઇ તબક્કા ઉપર આવી પહોંચેલ છે કે ગંભીર ભૂલ તો શું પરંતુ પ્રમાદવશાત્ લેશમાત્ર ભૂલ કે ગફલતથી તેમને અવનતિની ગર્તામાં ધકેલાઇ જતાં વાર લાગે તેમ નથી. વળી ઉપરોક્ત તલસ્પર્શી ચર્ચા-વિચારણાના પરીણામે સંપૂર્ણ સાવચેતીપૂર્વક એવી કોઇ ટૂંકી કે લાંબા ગાળાની સુવ્યવસ્થિત યોજનાઓ તૈયાર કરવામાં આવે અને તેનો તાત્કાલિક અમલ કરવામાં આવે તો જ ત્રીજા વિશ્વયુદ્ધના કાતીલ પંજામાંથી બચી જતાં વિશ્વશાંતિની સ્થાપના કરી શકાય અને તેથી નીપજતી અનેક સુભગ સર્વોત્કૃષ્ટ ફળપ્રાપ્તિની પરંપરા ખડી કરી શકાય. ધુંધવાતા જ્વાલામુખી પર્વતની ટોચ ઉપર વસવાટ કરનારા અગર તો ઘાસના કે કાચના ઘરમા રહેતા મનુષ્યોએ જેટલી સાવચેતી અને સાવધાની રાખવાની જરૂર છે તેથી પણ વિશેષ સાવચેતી અને સાવધાની દરેક પ્રજા સમુદાયે રાખવાની જરૂર છે. નાની સરખી ચીણગારી જ પ્રચંડ જ્વાળા ભભુકતા અગ્નિને જન્મ આપે છે.

આવા કટોકટીના સમયમાં નાના મોટા પ્રત્યેક સમાજોની દરેક વ્યક્તિઓ અને અનેક સમાજોના બનેલા પ્રજા સમુદાયની પ્રત્યેક સમાજે પોત-પોતાની ફરજ અને જવાબદારીઓની સંપૂર્ણ રીતે વિચારણા કરી, હૃદયના સાચા ભાવથી તે અદા કરવા માટે કટીબદ્ધ થઇ જવું જોઇએ. અર્વાચીન યુગમાં વ્યક્તિ-સમાજ અને અનેક સમાજોનો બનેલો પ્રજા સમુદાય તેમ જ અનેક પ્રજા-સંઘોની બનેલી દુનિયાભરની પ્રજાઓનો વિશ્વસંઘ-વધતા જતાં વ્યાપારવ્યવહારના તેમ જ બીજા અનેક પ્રકારના એક બીજાના સંસર્ગ અને સંપર્કમાં આવવાના વિપુલ સાધનો અને કાર્યપ્રસંગોને લીધે, વિધવિધ રાજ્ય કારણો અને રાજકીય તેમ જ વ્યવહારીક બાબતોમાં એક બીજા સાથે એટલો બધો અવિચ્છિન્ન રીતે

સંકળાએલો છે કે તેમાં ભેદ પડાવવાનો કે ગાબડું પાડવાનો પ્રયાસ કરનારા રાજ્યધુરા વહન કરનારા સત્તાલોભી આગેવાનો તેમ જ તેમને મદદ કરનારા પ્રચુર ધનલોભની લાલચમાં ફસાઇ ગએલ દ્રવ્યમદમાં ચકચુર બનેલા યુદ્ધવાંછુઓ (War-mongers) કેવળ વિશ્વસંઘની પ્રજાનો અક્ષમ્ય પ્રજાદ્રોહ જ કરી રહ્યા છે. પરમ કૃપાળુ પરમાત્મા તેમને સૌને સન્મતિ સુઝાડી સાચે માર્ગે દોરે અને દુનિયાભરના પ્રજા સમુદાયોને ત્રીજા વિશ્વયુદ્ધની કલ્પનાતીત સંહારઘટનામાંથી બચાવે.

બીજા વિશ્વયુદ્ધના અંત પછી, દુનિયાભરની જુદી જુદી તમામ પ્રજાઓ જે સ્વાતંત્ર્ય અને આઝાદીની ઝંખના કરતી હતી અને તે માટે કેટલાય વરસોથી અનેકવિધ તનતોડ પ્રયાસ કરી રહી હતી તેની સાર્થકતા થતાં બીજી કેટલીક પ્રજાઓની માફક આપણે પણ કેટલીક અકલ્પ્ય દુઃખદ ઘટનાઓ વચ્ચે આઝાદી પ્રાપ્ત કરી પરંતુ તે પચાવવાનું કાર્ય કેટલાક વિરલ પ્રસંગો ઉપસ્થિત થતાં, આપણે માટે ઘણું દુષ્કર થઈ પડ્યું છે અને તેથી જ વિશ્વશાંતિની સ્થાપના મહા મુશીબતે થઇ ન થઇ ત્યાં ત્રીજા વિશ્વયુદ્ધના ભણકારા આપણને અનેક રીતે મુંઝવી રહ્યા છે. સૌ કોઇ સહેજે સમજી શકે તેમ છે કે સુલેહ-શાંતિના સમયમાં જ પ્રાચીન સંસ્કૃતિને જાળવી રાખવાનું તેમ જ આપણો અનેકવિધ ઉત્કર્ષ થઇ શકે તે રીતે તેને ટકાવી રાખી, ખીલવવાનું-તેમાં યથેષ્ટ વધારો કરવાનું બની શકે તેમ છે અને તેવા મહાભારત કાર્યમાં આપણે નિષ્ફળ જઇએ કે પાછા પડીએ તો ભવિષ્યની પ્રજા આપણને જ દોષપાત્ર ગણશે આવા સંયોગો વચ્ચે આ શાંતિના સમયમાં, પ્રજા સમુદાયોમાંની, જુદી જુદી અનેક સમાજોની અંગીભુત પ્રત્યેક વ્યક્તિની જવાબદારી હદ ઉપરાંત વધી પડે છે. આ જવાબદારીનું પ્રત્યેક વ્યક્તિને સવિશેષ-સર્વાંશે સાચું ભાન થાય-અને તે અદા કરવા માટે સૌ કોઈ, ર થાય તે હેતુથી જ આ વિષયની ચર્ચા હાથ ધરવામાં આવેલ છે અને તેમાં સૌ કોઇ સુજ્ઞ-વિચારકનો સાથ અને સહકાર માગવામાં

આવે છે. 'સબ સબકી સગાલો–મેં મેરી ફોડતા હું' અગર 'મારે શું' 'હું કંઇ ગણતરીમાં. હું ક્યાં આગેવાન થઇ બેઠો છું.' સૌ કોઇ આવા આવા નાદાન વિચારો કરે યા તો ચક્રવર્તીનું ચર્મરત્ન ધારણ કરી રાખનાર હજારો દેવોમાંથી એકાદ વ્યક્તિ ખસી જતાંની સાથે જ બીજા દેવો પણ ખસી જાય તેવી ઘટનાના પરીણામનો લેશમાત્ર વિચાર કરવાની પરવા ન રાખે તો વ્યક્તિગત, સામાજિક કે સમુદાયિક ઉન્નતિનું કાર્ય કઇ રીતે સિદ્ધ થઇ શકે?

અનેક વ્યક્તિઓથી બનેલા એક કુટુંબના નાનામાં નાના વર્તુલથી શરૂઆત કરતાં અનેક કુટુંબોથી એક સમાજ, અનેક સમાજોથી એક પ્રજા સમુદાય, અનેક પ્રજા સમુદાયોથી બનેલો વિશ્વસંઘ (દુનિયાભરની સમસ્ત પ્રજાનો સમુદાય) આપણી નજર સન્મુખ રાખીને જ, વિશ્વબંધુત્વની ભાવનાને સંપુર્ણ રીતે ખીલવીને જ, ઉત્કૃષ્ટ પરમાર્થબુદ્ધિથી જ આપણે-સૌ કોઇએ પોતાના કાર્યપ્રદેશને નક્કી કરવાનો રહે છે. તેમાંજ વ્યક્તિની, કુટુંબની, સમાજની, પ્રજા સમુદાયની અને વિશ્વસંઘની ઉન્નતિનું મુળ બીજ અંતર્ભુત રહેલું છે અને આ બીજ જ વટવૃક્ષની માફક સંપૂર્ણ રીતે ફાલવાની પોતાના સૂક્ષ્મ દેહમાં અનંત શક્તિ ધરાવે છે.

આગળ કહેવાઇ ગયું છે તેમ ઘણા ઘણા પ્રાચીન સમયમાં પ્રત્યેક વ્યક્તિ એક બીજાથી સ્વતંત્ર રીતે પોતપોતાની ઉન્નતિનો વિચાર વગર રોકટોક કરી શકતી, સમયના પ્રવાહમાં કંઇક આગળ વધતાં અનેક વ્યક્તિઓનું બનેલું એક અવિભક્ત કુટુંબ, પોતાના વ્યવહાર-કુશળ આગેવાનની (Pater–familia)નીધેઆની નીચે–પોતાનું ગાડું ગબડાવ્યે જતું, તેથી આગળ વધતાં પ્રાચીન ગ્રામ્ય રચનાના ધોરણે–નિષ્પક્ષ સેવાભાવી, પ્રજાપંચની સહાયથી સૌ ગ્રામ્યજનોનો સહકાર સાધી એકાદ ક્ષુદ્ર–છવાયું ગામડું પણ સ્વાવલંબી ભાવનાથી સ્વતંત્ર રીતે પોતાના પગ ઉપર જ ઉભું રહી શકતું અને નજીક–નજીકના અનેક નાના–

મોટા ગામડાંઓ અને પછીથી મોટા શહેરો તેમાં ભળતાં ભુગોળીક દષ્ટિએ અનુકુળ સંયોગોનો લાભ લેઇ પોતપોતાની પ્રજા સમુદાયનું જુથ જમાવતાં અને આવા અનેક જુથો એકત્ર થઇ એક દેશની પ્રજા તરીકે ખડા થઇ–અન્ય દેશની પ્રજા સાથે અનુકુળ કે પ્રતિકુળ વાતાવરણ મુજબ આંતરદેશીય (Inter-national) સંસર્ગ–સંપર્ક અને સહકાર સાધતાં અગર તો યુદ્ધ કે વિગ્રહ નોતરતાં જ આ પ્રકારની પરિસ્થિતિમાં, અર્વાચીન સમય અને કાળબળના પ્રતાપે એવો કંઇક સુભગ પલટો આવ્યો છે કે અત્યારે આપણે ચરમ તીર્થંકર શ્રી મહાવીરભગવાનની ભાવના મુજબ 'સવી જીવ કરું શાસન રસી'ની ઉદ્‌ઘોષણાપૂર્વક, કંઇક સંકુચીત સ્વામિવાત્સલ્યની ભાવનાથી આગળ વધી–વિશ્વબંધુત્વની ભાવનાનો વિચાર કરતાં થયા છીએ અને તે ફલીતાર્થ કરવા સર્વત્ર સુલેહ–શાંતિ અને વિશ્વશાંતિની ઝંખના કરીએ છીએ. જો કે આવી ઉત્કૃષ્ટ ભાવના અને ગગનગામી મહત્વાકાંક્ષા, કંઇક નાના મોઢે મોટી મોટી વાતો કરવા જેવું અને સાચા હૃદયના પુરેપુરા સાથ સિવાય તેમજ તેને પાર પાડવા માટેના પુરતા મનોબળ અને અસાધારણ શક્તિ–સામર્થ્યના સંચય સિવાય ગગનવિહારી ઉડ્ડયન જેવું થઇ પડે છે છતાં પણ સાદું જીવન અને ઉચ્ચ વિચાર (Plain living and high thinking)ની કહેવત અનુસાર આપણી નજર સન્મુખ આદર્શ તો કંઇક ઉચ્ચ અને ભાવનાશીલ જ રાખવો જોઇએ એ ભૂલવું જોઇતું નથી.

આધુનિક સમયમાં એક યા બીજા–અનેક કારણોને લીધે અવિભક્ત કુટુંબની ભાવના નષ્ટપ્રાય થઇ રહી છે અને તેથી થતા અનેક લાભ આપણે ગુમાવી બેઠા છીએ. કુટુંબની અનેક વ્યક્તિઓમાંની ધંધાના કે નોકરીના કારણે એક ભાવનગરમાં વસતી હોય છે તો બીજી અમદાવાદ અને ત્રીજી મુંબઇ કે દીલ્હીમાં પોતાનું રહેઠાણ જમાવે છે. કોઇ વિરલા જ સારા માઠા પ્રસંગે આખા કુટુંબ સાથે કુટુંબમેળાનો પ્રસંગ સાધી,

શકે છે. ગામડું પણ અનેક બાબતોમાં પરાવલંબી સ્થિતિમાં આવી પડ્યું છે અને શહેરોમાં પણ કાયદા અને અંકુશોના પ્રતાપે, કામ-ધંધો પડી ભાંગતાં હજારો મનુષ્યો લાચાર સ્થિતિ ભોગવી રહ્યા છે. આવી પરિસ્થિતિમાં, પ્રાચીન સમયની માફક કોઈ વ્યક્તિ, સમાજથી અલિપ્ત રહી, સ્વતંત્રતાથી રહેવાનો પ્રયાસ કરે તો તે સ્વચ્છંદતામાં જ પલટાઇ જવાનો ભય રહે છે એટલું જ નહી પણ ધનપ્રાપ્તિ માટેની અનેક પ્રકારોની લાલચો તેની સામે ખડી થતી હોવાથી તેમ જ નિર્બળ મનોબળના કારણે, ક્વચિત જ સાંપડતી તકનો લાભ લેઇ લેવાની વૃત્તિ જોર કરતી હોવાથી, તે વ્યક્તિ, કેવળ સ્વાર્થનિષ્ટ ભાવનાથી પ્રેરાઇ અનેક પ્રકારના સમાજદ્રોહની કક્ષામાં મુકાતા ગુન્હાઇત અને ન્યાય-નીતિ વિરૂદ્ધના કૃત્યોની પરંપરાની જાળમાં ફસાઈ જાય છે. હાલનો સુસ્થિત સમાજ આવા સમાજદ્રોહીઓને ઘડીભર પણ નભાવી લેવા તૈયાર નથી. કદાચ અતુલ ધનસંચયના કારણે, એરણની ચોરી અને સોયના દાનની કહેવતની ઉપયોગીતા સમજી, ઘડીભર પોતાનો દોર-દમામ કે ટાપટીપીયો બાહ્ય દેખાવ તે જાળવી શકશે પરંતુ આખરે ઉઘાડા પડી જતાં તેની સ્થિતિ કઇંક દયાપાત્ર જ બની જાય છે. આવા પ્રસંગે આવા સમાજદ્રોહીઓથી પરમાત્મા જ આપણને બચાવે એમ ઇચ્છવું રહ્યું.

આધુનિક સમયે, કાયદા-કાનૂનના પ્રતાપે તેમ જ અરસપરસની વ્યવહારીક કાર્યપ્રણાલીકાના બળે તથા સામુદાયીક નૈતિક બળના પ્રભાવે, પ્રત્યેક વ્યક્તિ, સંઘ કે સમાજ સાથે એવી રીતે સંકળાયેલી છે કે તેને ભવભીરૂતા તેમ જ હૃદયના ડંખનો ખ્યાલ રાખી પોતાનો જીવન-વ્યવહાર ચલાવવાની જરા પણ પરવા હોય તો સમાજહીતની વિરૂદ્ધ જતા પ્રવાહમાં સામે પુર કોઇ પણ રીતે ઝંપલાવી શકે નહી. સમાજની કે સંઘની ઉન્નતિમાં જ પ્રત્યેક વ્યક્તિની ઉન્નતિ છે અને સમાજની અવ-નતિમાં તેની પણ અવનતિ છે. એક બાજુ તમામ ચીજ-વસ્તુના

ભાવ છેલ્લાં યુદ્ધ પહેલાંના ભાવો સાથેની સરખામણીમાં છ-સાતગણા થઇ ગયા છે. વળી જીવનની જરૂરીયાતની વસ્તુઓનું વર્તુલ હદ ઉપરાંત વધી ગયું છે. દેખાદેખી અને ગતાનુગતિકતાના પ્રતાપે સામાન્ય મોજશોખની વસ્તુઓને પણ ઉપરોક્ત વર્તુલમાં સ્થાન મળી ગયું છે. ટૂંકા ભંડોળથી વ્યાપાર કરતાર વેપારી વર્ગ કે બાંધ્યા પગારથી નોકરી કરતો નોકરીયાત વર્ગ કે ફેરી કરતો વર્ગ મધ્યમ વર્ગની કોટીમાં ગણાતો હોઇ—અને તેવા વર્ગમાં કુટુંબના મુખ્ય માણસ સિવાય બીજા બધા માણસો અને સ્ત્રીઓ, લાખા લાખ તો સવાલાખ જેવું, કરકસર વિમુખ નિરૂદ્યમી અને અનુત્પાદક જીવન ગુજારતા હોઇ, વ્યાયામની ગરજ સારતું જાતે ઘરકામ કરવામાં પણ હીણપત મનાતી હોઇ તેમ જ કરકસર કરવાની વૃત્તિથી કંજુસમાં ખપી જવાની બીકે-તેમ જ ખાસ કરીને લગ્ન મરણ જેવા વિશિષ્ટ પ્રસંગોએ વ્યવહારીક ગણાતા ખર્ચોએ કંઇક માઝા મુકેલી હોવાથી—આ મધ્યમ વર્ગમાં ખપતો વર્ગ ચારે બાજુથી હદપાર ભીંસાઇ રહ્યો છે અને ઘણી આકરી કસોટીમાંથી પસાર થઇ રહ્યો છે. આ વર્ગ, બીજા વર્ગોની માફક, હજુસુધી પોતાનું જુથબળ અને સંગઠ્ઠન જમાવી પોતાની સ્થિતિની સુધારણા માટે જોઇએ તેવો બળવાન અને પગભર થઇ શક્યો નથી એટલે તેમને માટે નથી પડી સમાજના અગ્રગણ્ય આગેવાનોને કે નથી પડી રાજ્યધુરા વહન કરતા દેશનાયકોને. આવી પરિસ્થિતિમાં પ્રત્યેક વ્યક્તિગત જીવનમાં સ્વાવલંબીપણું ઘટતું જાય છે અને પરાવલંબીપણું વધતું જાય છે એટલું જ નહિ પણ આવી પરાવલમ્બી સ્થિતિમાં—જેમના ઉપર કંઇક આધાર રાખવામાં આવતો હોય તેઓ વધતે ઓછે અંશે સ્વાર્થનિષ્ટ પીંડ પોષી અને એકલપેટા વૃત્તિને વશવર્તી વિશ્વાસઘાત અને સમાજદ્રોહ તરફ ઘસડાતા જતા હોવાથી, ઘણી વખત અનેક પ્રકારની આફતોમાં ફસાવી પાડે છે.

અવિભક્ત કુટુંબ જીવન, અનેક કારણોને લઇ નષ્ટપ્રાય અને છીન્નભીન્ન થઇ જતાં, કુટુંબપ્રેમ અને વત્સલતા શોધ્યાં જડતાં નથી. સમ-

અનુકુળ સામાજિક ઉત્કર્ષ માટેના અને વિશ્વશાંતિની સ્થાપનાદ્વારા વિશ્વબંધુત્વની ભાવનાના ઉદ્દીપન માટેના અનેક રચનાત્મક કાર્યક્રમની યથાયોગ્ય રૂપરેખા દોરતી મહાન્ યોજનાઓ અને તેના અમલ માટેની સુવ્યવસ્થિત ઘટનાઓ માટેના પ્રયાસો થતા જોઇએ છીએ ત્યારે કંઇક આશ્વાસન મળે છે. આ બધા માટે આવશ્યક જણાતા અસ્ખલીત ધારાએ વહેતા તેમના પ્રવચનો અને ઉપદેશામૃતોના ઝરણાઓને આગળ અને આગળ ગતિ કરતાં જોઇએ છીએ અને હાથમાં હાથ મીલાવીને સાચા હમદર્દીપણાથી કટીબદ્ધ થઈ તેમને અથાગ પ્રયાસ અને ઉદ્યમ કરતા નીહાળીએ છીએ ત્યારે "કંઇ લાખો નિરાશામાં અમર આશા છુપાઇ છે"ની માફક આપણને કંઇક આશાનું કીરણ પ્રગટ થતું જણાય છે.

પ્રબળ સત્તાધારી દેશનેતાઓ, મોટે ભાગે જેલ નિવાસ તેમ જ તેવા બીજા અનેક પ્રકારના કષ્ટો સહન કરનારા ધોળી ટોપીધારી કોંગ્રેસ-વાદીઓ પોત પોતાની ભુતકાલીન ઉજ્જવલ કારકિર્દીને વટાવવા માટે તૈયારી બતાવતા ઘણાખરા કહેવાતા આગેવાનો તકસાધુ અને દ્રવ્યલોભી તેમ જ સત્તાલોભી તરીકે ઉઘાડા પડી જતાં તેમને સાચા માર્ગે લાવવાનો પ્રયાસ કરી રહ્યા છે છતાં પણ તેમનો પ્રયાસ કેટલે અંશે સફળ થશે તે એક પ્રશ્ન છે. કોંગ્રેસ પક્ષમાંના ઘણાખરા મગમાંનાં કરડુ કે ઘઉમાંના કાંકરા જેવા નીવડવાથી—તેમાં જુદા જુદા અનેક પક્ષો ઉભા થવા લાગ્યા છે—વળી કોમ્યુનીસ્ટો અને સોશ્યાલીસ્ટો પણ કોંગ્રેસ પક્ષની નબળાઇનો લાભ લેઇ પ્રજા વર્ગને પોતાની તરફ આકર્ષી રહ્યા છે. હીંદુ મહાસભાવાદીઓ પણ સત્તા હાથ કરવા પુર જોસથી પ્રચાર કરી રહ્યા છે. વર્તમાન સરકારના આગેવાનો, લોકશાસનવાદથી પ્રજાને અનેક રીતે રાજકીય આર્થિક અને સામાજિક સ્વાતંત્ર્ય અને આઝાદીથી થતા લાભો અને ફાયદાઓ મેળવી આપવા બણુગા ફુંકી રહ્યા હતા તેમાં ઘણે અંશે નિષ્ફળ નીવડવાથી, પ્રજાવર્ગનો વિશ્વાસ અને લોક

પ્રિયતા ગુમાવતા જાય છે અને તેને પરિણામે સર્વોદયની ભાવના સીદ્ધ કરવા માટે તેમ જ દેશભરની તમામ પ્રજાનો સર્વાંગી વિકાસ અને ઉત્કર્ષ સાધવામાં નાની મોટી તમામ યોજનાઓ આગળ ધપાવવા, દેશનેતાઓ પ્રજાનો સંપૂર્ણ સાથ અને સહકાર મેળવવા માટે અથાગ પ્રયાસ કરી રહેલ છે છતાં પણ પ્રજા તરફથી તેમને જોઇએ તેવો સાથ અને સહકાર મળતા નથી. પ્રજાવર્ગનો મોટો ભાગ અમર્યાદિત કારમી મોંઘવારી અને હદ ઉપરાંતના કરવેરાને લીધે ચારે બાજુથી અનેક પ્રકારની આર્થિક સંકડામણ અનુભવી રહ્યો છે અને તે કારણે પોતાની ફરજ અને જવાબદારીઓ અદા કરવાની દિશામાં દીગ્મૂઢ જેવો બની જઈ–ભાન-ભુલ્યા જેવી સ્થિતિમાં આવી પડ્યો છે.

આવા કપરા કાળમાં કટોકટીના સમયમાં, અણીને સમયે પણ જો પ્રત્યેક વ્યકિત સમાજ પ્રત્યેની પોતાની ફરજ અદા કરવામાં, સમાજ પ્રત્યેનું ઋણ ચુકવવામાં લેશમાત્ર પ્રમાદ કે ગફલત કરે તો પછી દેશના ઉજ્જવલ ભાવી માટેની આશા રાખવી નિરર્થક છે.

સમાજના (સઘના) પ્રજાના કે છેવટ વિશ્વસંઘના એક અંગીભુત તરીકે આ આગળ વધતા વૈજ્ઞાનિક યુગના પ્રતાપે, પ્રત્યેક વ્યક્તિ વિધ-વિધ અનેક દિશામાં રાજકીય, ઔદ્યોગીક–આર્થિક, કેળવણી વિષયક, સાંસ્કૃતિક, રક્ષણાત્મક રાહત વિષયક તેમ જ અન્યાન્ય અનેક બાબતોમાં પ્રગતિસાધક જે કંઈ અગણીત લાભદાયક રાહત અને મદદ મેળવી રહેલ છે તેનો ઘડીભર શાંતિથી વિચાર કરવા બેસીએ તો તે ઘણા ભાગે કલ્પનાતીત જ જણાશે અને તે હીસાબે આધુનિક જમાનામાં પ્રત્યેક વ્યક્તિએ, તે પોતાનો હક હિસ્સા કે ભાગ–લાગ માટે જેટલા ચીવટ અને કાળજી રાખે છે તેથી પણ વધારે ચીવટ અને કાળજી સમાજ વગેરે પ્રત્યેની ફરજ અને જવાબદારી અદા કરવા માટે રાખવા જોઇએ. પ્રત્યેક વ્યક્તિએ નહી. કરવા યોગ્ય કાર્યો કરીને અને કરવા

યોગ્ય કાર્યોની અવગણના કરીને (By acts of commission and omission) કિંચિત્ માત્ર સમાજદ્રોહ કરવો જોઇએ નહિ. પ્રજાના વિશ્વાસઘાતરૂપ સમાજદ્રોહના ગુન્હા માટે સખ્તમાં સખ્ત સજાનો પ્રબંધ થવો જોઇએ. કમભાગ્યે સમાજ બંધારણ હજુ એટલી હદ સુધી વ્યવસ્થિત અને સુધરીત થઈ શક્યું નથી એટલે લોકશાસનની ગણનામાં મુકાતા રાજ્યતંત્રે તેવી સજા માટે બને તેટલી વહેલી તકે ખાસ પ્રબંધ કરવો જોઇએ. સમાજ કે પ્રજા સમુદાયનો મોટો ભાગ સામાન્ય રીતે ન્યાય-નીતિના સર્વમાન્ય નિયમોનો જોઇએ તેટલો આદર-સત્કાર કરવા તૈયાર થયેલો જણાતો નથી એટલું જ નહિ પરંતુ સમષ્ટિગત હીતબુદ્ધિએ, વધારે-મોટા ભાગના જન સમુદાયની કલ્યાણની દષ્ટિએ, પ્રજાના આગેવાનોએ જ મંજુર કરેલા કાયદા-કાનૂનો અને વટ હુકમોના બંધનમાંથી બચી જવા માટે છુટક બારીઓ શોધતો રહી અંકુશો માટેના તેમ જ પરમીટો અને લાઇસન્સો માટેના કાયદાઓનો છડેચોક ભંગ કરતા રહી અનેક પ્રકારની યુક્તિ-પ્રયુક્તિઓથી કે લાંચ રૂશ્વતખોરીથી કે કાળા બજારીયા પ્રવૃત્તિઓને સીધી કે આડકતરી રીતે ઉત્તેજન આપતા રહી, પોતાની આવી પ્રજાદ્રોહી પ્રવૃત્તિઓ માટે અભિમાન અને ગૌરવ ધારણ કરી રહેલ છે અને સંયમશીલ મનોબળના અભાવે, ગતાનુગતિકતાથી કે દેખાદેખીથી ન્યાય-નીતિપ્રિય સજ્જનો પણ દ્રવ્યલોભ કે અન્ય પ્રકારની લાલચોને વશ બની જઇ નીતિભ્રષ્ટતા તરફ ઘસડાઇ રહેલ છે અને પ્રજાના રક્ષણ માટે તેમ જ કાયદાનો અમલ કરવા માટે યોજવામાં આવેલ જબરજસ્ત પોલીસની ફોજોના અધીકારીઓ પણ અનેક અકથ્ય કારણોને પ્રતાપે પોતપોતાની ફરજ અદા કરવામાં એટલા બધા શીથીલ અને નિષ્ક્રિય જણાય છે કે કાયદા-કાનૂનો તેના અમલ કરતાં પણ ભંગ માટે વધારે ખ્યાતિ મેળવી રહેલ છે અને કાયદા-કાનૂનોનું સાચું મહત્વ કે ઊંડું રહસ્ય રસાતલ જઇ રહ્યું છે. નાકક્ટાઓના સમુદાય વચ્ચે નાક કે નાક જાળવવાનું મુશ્કેલ બની ગયું છે. સીધું, સરલ,

પ્રમાણીક, ન્યાય નીતિમય જીવન ખોળ્યું જડતું નથી. ન્યાય–નીતિપ્રિય સજ્જનોને પણ "સૌની સાથે મરવું તે વિવાહ જેવું ગણવું"ની કહેવત મુજબ સામાન્ય નીતિ વિરૂદ્ધનું વર્તન ક્વચિત્ આપત્તિ ધર્મ થઇ પડે છે, એટલું જ નહિ પણ તેઓને કેવળ ભોળા–વ્યવહારકુશળતા વિહુણા, વેદીઆ ઢોર જેવા–મીઠાં–મસાલા વગરના ગણી કાઢવામાં આવે છે. સાચી–ખોટી, સારી–નરસી, દ્રવ્યસંચય કરી લેવાની તકને જતી કરનારાઓની ન્યાય–નીતિમય ભાવનાનો વિચાર કરવામાં આવતો નથી પરંતુ તેઓની આવડત કે કુશળતાનો દોષ કાઢવામાં આવે છે. યેન કેન પ્રકારેણ લખપતી કે કોડપતી થઇ જનારાઓને–"ફાવ્યો તે વખણાય"ના હીસાબે શાબાશી આપવામાં આવે છે. પરંતુ કેવા સાધનોનો ઉપયોગ કરવામાં આવેલ છે તેનો લેશ માત્ર વિચાર કરવામાં આવતો નથી. એવડા અને તેવડા ચોપડાઓ રાખી–ખાસ હેતુપૂર્વક તૈયાર કરાવરાવી, ઇન્કમટેક્સમાંથી, દાણચોરીમાંથી, સેલટેક્સ કે કોર્પોરેશન જેવા ટેક્સોમાંથી બચી જઇ, સંગ્રહખોર વૃત્તિને પુરજોસથી બહેલાવનારાઓને કાયદા–કાનૂનોને નેવે કે ખીસ્સામાં મુકીને રાચનારાઓને લાખોની કમાણી કરતા જોઇએ છીએ ત્યારે આફરીન પોકારવાનું રહે છે. મુડીદારી વર્ગ, આવી તક ફરી સાપડશે કે કેમ એવો વિચાર કરી બને તેટલો તેનો લાભ લઇ રહેલ છે જ્યારે કેવળ બુદ્ધિજીવી મધ્યમ વર્ગને આવી તક ખોળવા જતાં તે શોધી જડતી નથી અને મજુર વર્ગને તો લોક શાસનતંત્ર તેમજ જુદા જુદા Ismને આગળ કરી પોતાનો જ કક્કો ખરો કરવા મથતા કાર્યવાહકો અને પ્રચારકો, ભૂતકાલીન તેમની યાતનાઓ આગળ કરી તેમને એટલો બધો, હદ ઉપરાંતનો લાભ અપાવી રહ્યા છે કે તેઓને અસાધારણ પગાર વધારો, મોંઘવારી ભથ્થા અને મોટા બોનસો તેમજ નફામાં ભાગ મળવા છતાં પણ તંત્રવાહકોના ઉત્પાદન વધારોના ગમે તેટલા પ્રબળ પોકારો અને પ્રખર પ્રચારકાર્ય છતાં પણ આ અર્ધદગ્ધ–બીનકેળવાયેલ વર્ગને કોઇ પણ

યોગ્ય કાર્યોની અવગણના કરીને (By acts of commission and omission) કિંચિત્ માત્ર સમાજદ્રોહ કરવો જોઇએ નહિ. પ્રજાના વિશ્વાસઘાતરૂપ સમાજદ્રોહના ગુન્હા માટે સખ્તમાં સખ્ત સજાનો પ્રબંધ થવો જોઇએ. કમભાગ્યે સમાજ બંધારણ હજુ એટલી હદ સુધી વ્યવસ્થિત અને સુઘટીત થઇ શક્યું નથી એટલે લોકશાસનની ગણનામાં મુકાતા રાજ્યતંત્રે તેવી સજા માટે બને તેટલી વહેલી તકે ખાસ પ્રબંધ કરવો જોઇએ. સમાજ કે પ્રજા સમુદાયનો મોટો ભાગ સામાન્ય રીતે ન્યાય-નીતિના સર્વમાન્ય નિયમોનો જોઇએ તેટલો આદર-સત્કાર કરવા તૈયાર થયેલો જણાતો નથી એટલું જ નહિ પરંતુ સમષ્ટિગત હીતબુદ્ધિએ, વધારે-મોટા ભાગના જન સમુદાયની કલ્યાણની દષ્ટિએ, પ્રજાના આગેવાનોએ જ મંજુર કરેલા કાયદા-કાનૂનો અને વટ હુકમોના બંધનમાંથી બચી જવા માટે છુટક બારીઓ શોધતો રહી અંકુશો માટેના તેમ જ પરમીટો અને લાઇસન્સો માટેના કાયદાઓનો છડેચોક ભંગ કરતા રહી અનેક પ્રકારની યુક્તિ-પ્રયુક્તિઓથી કે લાંચ રૂશ્વતખોરીથી કે કાળા બજારીયા પ્રવૃત્તિઓને સીધી કે આડકતરી રીતે ઉત્તેજન આપતા રહી, પોતાની આવી પ્રજાદ્રોહી પ્રવૃત્તિઓ માટે અભિમાન અને ગૌરવ ધારણ કરી રહેલ છે અને સંયમશીલ મનોબળના અભાવે, ગતાનુગતિકતાથી કે દેખાદેખીથી ન્યાય-નીતિપ્રિય સજ્જનો પણ દ્રવ્યલોભ કે અન્ય પ્રકારની લાલચોને વશ બની જઇ નીતિભ્રષ્ટતા તરફ ઘસડાઇ રહેલ છે અને પ્રજાના રક્ષણ માટે તેમ જ કાયદાનો અમલ કરવા માટે યોજવામાં આવેલ જબરજસ્ત પોલીસની ફોજોના અધીકારીઓ પણ અનેક અકથ્ય કારણોને પ્રતાપે પોતપોતાની ફરજ અદા કરવામાં એટલા બધા શીથીલ અને નિષ્ક્રિય જણાય છે કે કાયદા-કાનૂનો તેના અમલ કરતાં પણ ભંગ માટે વધારે ખ્યાતિ મેળવી રહેલ છે અને કાયદા-કાનૂનોનું સાચું મહત્વ કે ઊંડુ રહસ્ય રસાતલ જઇ રહ્યું છે. નાકકટ્ટાઓના સમુદાય વચ્ચે નાક કે નાક બચાવવાનું મુશ્કેલ બની ગયું છે. સીધું, સરલ,

પ્રમાણીક, ન્યાય નીતિમય જીવન ખોળ્યું જડતું નથી. ન્યાય-નીતિપ્રિય સજ્જનોને પણ "સૌની સાથે મરવું તે વિવાહ જેવું ગણવું"ની કહેવત મુજબ સામાન્ય નીતિ વિરૂદ્ધનું વર્તન ક્વચિત્ આપત્તિ ધર્મ થઇ પડે છે, એટલું જ નહિ પણ તેઓને કેવળ ભોળા-વ્યવહારકુશળતા વિહુણા, વેદીયા ઢોર જેવા-મીઠાં-મસાલા વગરના ગણી કાઢવામાં આવે છે. સાચી-ખોટી, સારી-નરસી, દ્રવ્યસંચય કરી લેવાની તકને જતી કરનારાઓની ન્યાય-નીતિમય ભાવનાનો વિચાર કરવામાં આવતો નથી પરંતુ તેઓની આવડત કે કુશળતાનો દોષ કાઢવામાં આવે છે. યેન કેન પ્રકારેણ લખપતી કે કોડપતી થઇ જનારાઓને-"ફાવ્યો તે વખણાય"ના હીસાબે શાબાશી આપવામાં આવે છે. પરંતુ કેવા સાધનોનો ઉપયોગ કરવામાં આવેલ છે તેનો લેશ માત્ર વિચાર કરવામાં આવતો નથી. બેવડા અને તેવડા ચોપડાઓ રાખી-ખાસ હેતુપૂર્વક તૈયાર કરાવરાવી, ઇન્કમટેક્સમાંથી, દાણચોરીમાંથી, સેલટેક્સ કે કોર્પોરેશન જેવા ટેક્સોમાથી બચી જઇ, સંગ્રહખોર વૃત્તિને પુરજોસથી બહેલાવનારાઓને કાયદા-કાનૂનોને નેવે કે ખીસ્સામાં મુકીને રાચનારાઓને લાખોની કમાણી કરતા જોઇએ છીએ ત્યારે આફરીન પોકારવાનું રહે છે. મુડીદારો વર્ગ, આવી તક ફરી સાંપડશે કે કેમ એવો વિચાર કરી બને તેટલો તેનો લાભ લઇ રહેલ છે જ્યારે કેવળ બુદ્ધિજીવી મધ્યમ વર્ગને આવી તક ખોળવા જતાં તે શોધી જડતી નથી અને મજુર વર્ગને તો લોક શાસનતંત્ર તેમ જ જુદા જુદા Ismને આગળ કરી પોતાનો જ કક્કો ખરો કરવા મથતા કાર્યવાહકો અને પ્રચારકો, ભૂતકાલીન તેમની યાતનાઓ આગળ કરી તેમને એટલો બધો, હદ ઉપરાંતનો લાભ અપાવી રહ્યા છે કે તેઓને અસાધારણ પગાર વધારો, મોંઘવારી ભથ્થા અને મોટા બોનસો તેમ જ નફામાં ભાગ મળવા છતાં પણ તંત્રવાહકોના ઉત્પાદન વધારોના ગમે તેટલા પ્રબળ પોકારો અને પ્રખર પ્રચારકાર્ય છતાં પણ આ અર્ધદગ્ધ-બીનકેળવાયેલ વર્ગને કાંઇ પણ

વસ્તુ અપ્રોગ્ય દીર્ઘચોરીના કાર્યમાંથી બચાવી શકતી નથી અને તેમની કાર્યશકિતમાં જોઇએ તેટલો વધારો Efficiency લાવી શકતી નથી. આવા સંયોગોમાં–જ્યાં નજર નાંખીએ ત્યાં સડો–નીતિભ્રષ્ટતા અને બેપરવાઇ નજરે પડતા હોવાથી સમસ્ત પ્રજાના ઉદ્ધારનું કાર્ય એક જટીલ પ્રશ્ન થઈ પડે છે અને તે કઇ રીતે હલ કરી શકાય તે માટેની વિચારણા ઉગ્ર વિચારકને પણ ઘડીભર મુંઝવણમાં નાંખી દે છે.

લોકશાસનવાદના–પ્રજાતંત્રના આ જમાનામાં, દાણચોરી, રુસ્વતખોરી, ટેકસોમાંથી છટકી જવાની પ્રવૃત્તિ, પરદેશી રાજ્યતંત્રના સમયમાં જ્યારે સામાન્ય ગુન્હાઈત કૃત્યો ગણાતા, ત્યારે અત્યારે તે બેવડા–તેવડા ગુન્હાઈત કૃત્યો ગણાવા જોઇએ–તેવા ગુન્હાઓ દેશદ્રોહ, પ્રજાદ્રોહ કે સમાજદ્રોહ કરતાં પણ વધારે ભયંકર ગણાવા જોઇએ. છતાં પણ સામાન્ય પ્રજા સમુદાય જ નીતિ–ભ્રષ્ટતાની એટલી બધી નીચી કોટીમાં ઉતરી ગયેલ છે કે તેને ઉપર લાવવાનું કાર્ય એક મહાન્ ધર્મકાર્ય અને પ્રખર પરમાર્થનું કાર્ય થઇ પડ્યું છે. જુદા જુદા જ્ઞાતિભેદો, ધર્મભેદો, વર્ણભેદો કે વર્ગભેદોની અવગણના કરતાં રાજ્યતંત્રમાં ન્યાય–નીતિપૂર્વકના વ્યવહારો અને સાચા દીલના પરોપકારવૃત્તિપ્રેરક કાર્યો સર્વ રીતે ઉત્તેજનને પાત્ર અને આવકારદાયક તેમજ સન્માનને યોગ્ય ગણાવા જોઇએ. આવી સત્ત્વગુણી અને સંયમશીલ ભાવનાઓ સર્વ કોઇના હૃદયમાં જાગ્રત થાય અને સૌ કોઈ કેવળ પરમાર્થબુદ્ધિથી જ અને સત્યનિષ્ઠ પ્રવૃત્તિથી જ પોતાના કાર્યપ્રદેશને અંકીત કરે તો જ વ્યક્તિગત ઉન્નતિ અને તે દ્વારા સમાજોન્નતિના કાર્યને આગળ ધપાવી શકાય. આ માટે વિધવિધ પ્રદેશોમાં–ભીન્ન ભીન્ન કાર્યક્ષેત્રોમાં સર્વત્ર એકી સાથે પ્રખર ઘંટનાદપૂર્વક 'ઉત્તીષ્ઠ, જાગ્રત, પ્રાપ્ય વરાન્ નિબોધત'ની પ્રબળ ઉદ્‌ઘોષણા કરવી રહી.

આપણી પૌર્વાત્ય આર્યપ્રજામાં પ્રાચીન સંસ્કૃતિના બીજો વેર-વિખેર દશામાં પણ હજુ દષ્ટિગત થતાં જણાય છે. એટલે આપણે વિશ્વ-

શાંતિની સ્થાપના દ્વારા વિશ્વસંઘની ઉન્નતિ માટેના મહાભારત કાર્યમાં આપણા તરફનો યોગ્ય ફાળો આપવાની અખૂટ શક્તિ પ્રચ્છન્નપણે ધરાવીએ છીએ એમ માની લેવું ભારે પડતું જણાતું નથી.

હાલના સંયોગો વચ્ચે આવી શક્તિ તો, સાધુચરીત મહાત્માઓનાં અણમોલ ઉપદેશ ને રચનાત્મક કાર્યદ્વારા અમલમાં મુકતાં રહી, અનેક પ્રકારે વિકાસ કરવાની આપણી પરમ જવાબદારીને પરમ ધ્યેય અને લક્ષ્યબિંદુ તરીકે સ્વીકારી આપણે આગેકદમ કુચને આગળ ધપાવવાની રહે છે. પરમાત્મા સૌ કોઇને એવી સાથે સદ્બુદ્ધિ અને સન્મતિથી નવાજે તો જ આપણી કુચ સફળ અને સાર્થક થાય.

આ પ્રસંગે કહેવું જોઇએ કે ચરમ તીર્થંકર શ્રી મહાવીર ભગવાને અને બુદ્ધદેવે પણ પોત પોતાના સમયમાં, સુવ્યવસ્થિત અને સંગઠ્ઠન-પૂર્વકના શ્રી સંઘની કંઇક ઉચ્ચ આશય અને ઉમદા હેતુપૂર્વક જ સ્થાપના કરેલ અને તે ઉંચ્ચતમ ભાવના અદ્યાપિ પણ આપણે ઘણે અંશે જાળવી રહ્યા છીએ અને તેના મૂળ એટલા બધા ઊંડાણમાં જઇ પહોંચ્યા છે કે સદ્ભાગ્યે સેંકડો વર્ષોનો કાળબળનો પ્રભાવ અને પ્રતાપ તેને જડમૂળથી ઉખેડી શકયા નથી. આ સંઘભાવનામાં, સાધર્મી-વાત્સલ્યની પ્રથામાં, સ્વધર્મી બંધુઓને દરેક પ્રકારે સાથ અને સહકાર આપવાની મનોવૃત્તિમાં, સમયને અનુસરીને આધુનિક પરિસ્થિતિને અનુલક્ષીને, શુદ્ધ દીલનો અને હૃદયના ભાવપૂર્વકનો યોગ્ય પલટો જ આપવાનો રહે છે. વિશુદ્ધ દૃષ્ટિની વિશાળતાપૂર્વક, કંઇક ગંભીર રીતે વિચારણા કરીએ અને નિર્બળ મનોદશાના મથામણો ઉપર, સંયમ અને સ્વાર્થત્યાગવૃત્તિથી કાબુ અને અંકુશ મેળવી લઇએ તો સઘને સ્થાને સમાજ–પ્રજા સમુદાય અને વિશ્વસંઘની સ્થાપના કરવાનું કાર્ય ધર્મનિષ્ઠ બંધુને કોઇ પણ રીતે દુર્ઘટ લાગશે નહી. વિશાળ હૃદયના સાચા ધર્મ-વીરો ઐક્ય અને યોગ્ય સંગઠ્ઠનપૂર્વક બહાર પડે અને સમાજના ઉત્થાન-

કાર્યને આગળ અને આગળ ધપાવે તો સમાજોન્નતિનું કાર્ય હાથ-વેંતમાં જરૂર આવી પડે.

આપણું આધુનિક રાજ્યતંત્ર અમુક જ ધર્મ, વર્ણ, જ્ઞાતિ, ધર્મ કે પક્ષના ધોરણે રચાયલું નથી. બંધારણમાં સર્વ કોઈને વિચારસ્વાતંત્ર્ય, વાણીસ્વાતંત્ર્ય કે હરકોઈ ધર્મના સીદ્ધાંતોને માન્ય રાખવાની છુટ છે. સ્વરાજ્ય એ સૌ કોઈનો જન્મસીદ્ધ હક છે અને એ હકના સીદ્ધાંત ઉપર મદાર બાંધી પુખ્ત ચર્ચા-વિચારણા કરીને જ પ્રજામાન્ય-પ્રજાએ ચૂંટી કાઢેલા આગેવાનોએ જ અન્ય દેશોના રાજ્યબંધારણને નજર સન્મુખ રાખીને જ આપણા રાજ્ય બંધારણની રચના કરી છે. આ બંધારણમાં જુદા જુદા અનેક ધર્મભેદો અને મત-મતાંતરને ગૌણ સ્થાન આપી, પ્રજાવર્ગના મોટામાં મોટા ભાગની વધારેમાં વધારે ઉત્કૃષ્ટ હીતની સાધનાના હેતુને આગળ કરી, ઉચ્ચ કોટીના ન્યાય-નીતિના અફર અને અચલ સીદ્ધાંતોને માન્ય રાખતા, સૌ કોઈને સ્વીકાર્ય **ઉત્તમ કક્ષાના માનવધર્મ**ને મુખ્ય અને પ્રધાન સ્થાન આપવામાં આવેલ છે. આવા સર્વશ્રેષ્ઠ રાજ્યબંધારણ નીચે આપણે જે કંઇ પ્રગતિ કરી શક્યા છીએ તે, બીજા વિશ્વયુદ્ધ દરમીયાન અને તે પછીના કેટલાક વરસો સુધી આપણે જે કંઇ યાતનાઓ સહન કરેલ છે અને જાન-માલની કલ્પનાતીત સંહારલીલાનો અનુભવ કરેલ છે તે બીજી ચીન, રશીયન, જાપાન, જર્મન પ્રજાઓને મુકાબલે કંઇ વિસાતમાં નથી. તે જોતાં, આપણી પ્રગતિ ઉપરોક્ત પ્રજાના મુકાબલે કંઇક ધીમી, મંદ અને અનેક ઊણપો અને ત્રુટીઓ વાળી હોઇ આપણે તેમના જેટલો ગર્વ લઈ શકીએ તેમ નથી છતાં હજુ પણ અન્ય પ્રજાઓની ઝડપી પ્રગતિ-સાધક ગતિ ઉપરથી જરૂરી બોધપાઠો ગ્રહણ કરી આપણી પ્રાચીન આર્ય સંસ્કૃતિ નજર સન્મુખ રાખી પ્રત્યેક વ્યક્તિ એકી સાથે સંગઠન-પૂર્વક, સ્વાર્થત્યાગની અને સર્વોદયની ભાવનાને હૃદયમાં યોગ્ય સ્થાન આપીને, આળસ-પ્રમાદ, અપ્રમાણીકતા, નીતિભ્રષ્ટતા વગેરે દુર્ગુણોને

ખંખેરી નાંખીને આરોગ્ય માટે પ્રયત્નશીલ બની જાય તો પ્રગતિ અને ઉજ્જવળ ભાવી માટે નીરાશ થવાનું કારણ નથી. ઉદ્યોગીનં પુરૂષ સીંહમ્ સમુપૈતિ લક્ષ્મી:–એ સૂત્ર ભૂલાવું જોઈતું નથી.

ઉચ્ચ કોટીનો માનવ ધર્મ પ્રત્યેક વ્યક્તિ ભલે તે ગમે તે પક્ષની હોય કે ગમે તે ધર્મને માન્ય રાખતી હોય છતાં પણ તેની પાસે દેશોદ્ધાર અને પ્રજાકીય ઉત્કર્ષના કાર્ય માટે તનતોડ પ્રયાસ કરવાનું અને સમાજ પ્રત્યેની જવાબદારી અને ઋણ અદા કરવાનું, તે માટે સર્વ પ્રકારે, પોતાના સર્વસ્વના ભોગે તૈયારી કરવાનું માગી લે છે. પ્રથમ વિચારે સામાન્ય જણાતું આ કાર્ય સુતર અને સહેલું નથી. સર્વ કોઈ પોતાનો સ્વાર્થ સાધવાની બાજીમાં જ તલ્લીન હોવાથી, કાંકરાના ઢગલામાં ભેળવી દેવામાં આવેલા મુઠ્ઠીભર ઘઉંના એક એક દાણા વીણી કાઢવા જેવું તે ઘણું મુશ્કેલ કાર્ય છે છતાં પણ સૌ કોઈના હૃદયમાં એકી સાથે ધાર્યો પલટો થવા પામે, સૌ કોઈનો દ્રષ્ટિકોણ બદલાય તો આ મહાભારત જેવું કઠીન જણાતું કાર્ય તદ્દન અશક્ય તો નથી જ એટલે તે માટે તન, મન અને ધનની તમામ શક્તિના ભોગે સર્વત્ર સાથે લાગું એક-ધારૂં પ્રચંડ પ્રચારકાર્ય ઉપાડી લેવાની જરૂર છે–છુટથી વિચાર-વિનીમય અને ચર્ચા–વિચારણા કરી પુરજોસથી વિચારબળ કેળવવાની આવશ્યકતા છે.

સમાજબળની શક્તિની બાબતમાં સ્થૂલ દ્રષ્ટિએ વિચાર કરીએ તો પણ નાની–મોટી અનેક જુદી જુદી સમાજોની અંગીભુત પ્રત્યેક વ્યક્તિના સુવ્યવસ્થિત–મજબુત સંગઠ્ઠનથી, એકડે એક અને બે એકડે અગ્યારની ગણનાની માફક, સમાજનું બળ અનેકગણું વધી જાય છે અને તેવા બળની સામે, ભલભલા હીટલરશાહી ચલાવતા ડીકટેટરને પણ નમતું મુકવું પડે છે તે જોતાં પ્રત્યેક સમાજ કંઈક ધોરણસરનું બંધારણ ઘડી કાઢે અને બંધારણ વિરૂદ્ધના નાના–મોટા ગુન્હાઈત કૃત્ય

બદલ યોગ્ય સજા કરવાનો પ્રબંધ રચે અને સમાજના આગેવાન નિષ્પક્ષપાતી પંચોદ્વારા ધોરણસર તપાસ હાથ ધરી, ન્યાયપૂર્વક સજાનો અમલ કરે તો તે સમાજમાંની પ્રત્યેક વ્યક્તિને દરકોઈ રીતે સમાજના તમામ કાયદા-કાનૂનોને સંપૂર્ણ માન આપવાની ફરજ પડે.

ઉત્કૃષ્ટ સામાજિક હીતના સંરક્ષણ અને વૃદ્ધિ માટેના જરૂરી કાયદાના પ્રબંધના અભાવે જ, રાજ્યતંત્રને ખાસ ખાસ બાબતોમાં તેવા કાયદાઓ કરવાની જરૂર પડે છે પરંતુ આવા કીસ્સામાં રાજ્યતંત્રને ઘણા મોટા પાયા ઉપર કામ લેવાનું હોવાથી, તેવા કોઈ કાયદાનો બરાબર-સંપૂર્ણ રીતે ન્યાય-નિયમના ધોરણે અમલ કરાવવાનું કામ ઘણું જ ખર્ચાળ થઈ જતું તેમજ ખોરંબે-વિલંબમાં પડી જતું જણાય છે એટલું જ નહી પરંતુ કાયદાશાસ્ત્રીઓની મદદથી તેમજ બીજી અનેક પ્રકારની યુક્તિ-પ્રયુક્તિથી, કાયદાનો છડેચોક ભંગ કરનારાઓ કંઈ કંઈ ત્રુટીઓનો લાભ લેઈ, અનેક જાતની છુટક બારીઓ શોધી કાઢી તેમાંથી બચી જાય છે ત્યારે કાયદાનું વર્ચસ્વ અને મહત્વ ઘટી જાય છે તે જોતાં રાજ્યતંત્ર તરફથી પ્રજા ઉપર કાયદાઓ ઠોકી બેસાડવામાં આવે તેના બદલે પ્રજાવર્ગમાંની અનેક જુદી-જુદી સમાજો જ સૌ કોઈ સાથે બરાબર મન-મેળ સાધી, યથાયોગ્ય પ્રચારકાર્ય કરીને જ કંઇક પ્રબંધ કરે તો તેવો પ્રબંધ વધારે ઐચ્છીક અને કંઇક હૃદયપૂર્વકનો હોઇ વધારે ઇષ્ટ અને માન્ય થઈ પડે. આવા સર્વમાન્ય કાયદાના અમલ માટે તેમજ તેનો ભંગ કરનારને સજા કરવા માટે જબરજસ્ત પોલીસ ફોજની કે હદ ઉપરાંતનો ખર્ચ કરાવની ન્યાયની કોર્ટોની, મોટા મોટા ખર્ચાળ કેદખાનાઓની કંઇક ઓછી જરૂર જણાય. પ્રાચીન સમયથી ચાલ્યું આવતું જ્ઞાતિ-બંધારણ લગ્ન-મરણ-સીમંત વગેરે પ્રસંગોના વ્યવહારીક ખર્ચો ઉપર ઘણો સારો અંકુશ રાખી, તેને હદ-મર્યાદામાં રાખી શકાતા; પરંતુ અત્યારે તો જ્ઞાતિના આગેવાનો જ એક બાજુ મન ફાવતી રીતે વર્તતા હોવાથી અને બીજી બાજુ, તેઓના જ વર્તનથી

બંધારણમાંજ અનેક પ્રકારના ગાબડા પડવાથી, સખ્ત મોંઘવારીના આ કપરા કાળમાં, કેવળ વાખવાણી અને કીર્તિના લોભમાં તણાતા ધનીક ભાઈઓની સાથે વ્યવહારીક રીત–રીવાજોની બાબતમાં ગોઢે તમાચો મારી ઉભા રહેવાની ઇચ્છા રાખતા મધ્યમ વર્ગના બંધુઓને ચારે–બાજુથી ભીંસાઈ મરવાનું જ રહે છે. આવી ઘણી ખરી સામાન્ય બાબતોમા રાજ્યતંત્રથી કાયદાની મદદ મેળવવાની અપેક્ષા રાખવાને બદલે જુદી જુદી જ્ઞાતિઓ જ, સામાજિક સંગઠ્ઠન સાધી, નવા લેબાશમાં આગળ આવે અને આધુનિક સમયને અનુસરીને પોતપોતાના બંધારણમાં યોગ્ય સુધારા વધારા કરી, ગુમાવી બેઠેલી લોકપ્રિયતા પ્રાપ્ત કરી કંઈક સુઘટીત પ્રબંધ કરવા પ્રયત્નશીલ થાય તો મધ્યમ વર્ગને ઘણી–ઘણી રાહત અને આશાયેશ મળે.

છુટી છુટી વ્યકિતના છુટા છવાયા પ્રયાસો ભલે તેટલા શુદ્ધ દીલના હોય તેમજ તન, મન અને ધનની તમામ શક્તિઓના ભોગે કરવામાં આવ્યા હોય તો પણ તે સામુદાયીક બળથી થતા પ્રયાસો આગળ જોઈએ તેટલા કારગત અને લાભદાયક થઇ શકવાના નહીજ અને તેથી જ સામાજિક હીતની દૃષ્ટિ નજર સન્મુખ રાખી, પ્રત્યેક વ્યક્તિએ, કેવળ સ્વાર્થત્યાગવૃત્તિથીજ, પોતાનું અંગત વ્યક્તિત્વ ભુલી જઈ, અહંભાવને તિલાન્જલી આપી, સાચા માનવધર્મને અનુસરવાની પ્રેરણા મેળવી, સમાજ પ્રત્યેની પોતાની ફરજ અને જવાબદારી અદા કરવાની વૃત્તિ કેળવી, સમાજ પ્રત્યેનું ઋણ ચુકવવા માટે કટીબદ્ધ થઇ જવું જોઇએ. પરમાત્મા સૌ કોઈને સન્મતિ આપે એજ અભ્યર્થના.

શીવમસ્તુ સર્વ જગતઃ પરહીતનિરતાઃ ભવંતુ ભુતગણાઃ
દોષાઃ પ્રયાન્તુ નાશં, સર્વત્ર સુખી ભવંતુ લોકાઃ

—વકીલ ન્યાલચંદ લક્ષ્મીચંદ